# પ્રાચીન કાવ્ય સુધા

ભાગ ૨ જો



મોહને મન હર્યો રે માઇ !

પુ. વિ. મા.

# પ્રાચીન કાવ્ય સુધા

## ભાગ ૨



છ. વિ. રાવળ.

સચિત્ર

# પ્રાચીન કાવ્યસુધા

ભાગ ૨ જો

સંશોધક કર્તા

છગનલાલ વિદ્યારામ રાવળ

પ્રકાશક

રાજ્યરત્ન શેઠ પુરુષોત્તમ વિશ્રામ માવજી, જે. પી.

એમ. આર. એ. એસ.

સન ૧૯૨૨

મૂલ્ય રૂ. ૧।.

## હવે પછી

કવિ ભાલણકૃત રામાયણ અને દ્રૌપદી વસ્ત્રહરણ (અધુરાં) કવિ વજીયાકૃત સીતા સ્વયંવર, કવિ કેશવદાસ કૃત મથુરાખ્યાન, મેગળ કવિનું નાસિકેતાખ્યાન, કવિ કાળીદાસ કૃત દ્રૌપદી વસ્ત્રહરણ, કવિ વિષ્ણુદાસ કૃત લવ-કુશાખ્યાન, ગોવિંદરામ કવિનું હરિશ્ચંદ્રાખ્યાન અને બીજા ઉત્તમ કવિઓની ચુંટી કાઢેલી રસિક કવિતાનો ત્રીજો ભાગ બહાર પડશે.

## ચોથા ભાગમાં

મુસલમાન કવિરાજોનાં ચુંટી કાઢેલાં ઉત્તમમાં ઉત્તમ કાવ્યોનો સંગ્રહ એકલો જ પ્રસિદ્ધ થવાનો છે.

# ચિત્રોની અનુક્રમણિકા





**સ્વ. સૌ. બહેન લીલાવતી (લીલુ)**

જન્મ–વિ. સ. ૧૯૫૦ અષાડ શુદિ ૭

અવસાન–વિ. સં. ૧૯૭૬ વૈશાખ શુદિ ૬

A 3511- Lakshmi Art, Bombay, 8.

# અર્પણ પત્રિકા.



વહાલી દીકરી લીલુ ! (લીલાવતી) તારા ભરજુવાનીમાં
થેલા અકાળ મૃત્યુથી મારા દુઃખનો પાર નથી ! ઉચ કેળવણી
ઇ તેં તેનુ સાર્થક કર્યું. સ્વામી નારાયણની અનન્ય ભાવે ભક્તિ
રી, અહોનિશ તેમાં જ તું લીન થઇ રહેતી. શ્વશુર ગૃહે
ધાંની પ્રીતિ મેળવી, સાસુની અંતકાળમાં સેવા કરી આશિ-
ર્વાદ મેળવ્યો. તારા ઘર તરફથી કોઇ પણ વાર તારા વિરૂદ્ધ
એક પણ શબ્દ અમોએ સાંભળ્યો નહિ. સદાચારની પ્રત્યક્ષ
ર્તિરૂપ બહેન ! તને ઝાંપા સુધી વળાવીને તારી વહાલી મા
ોક કરતી ઓરડામાં જે તે પેઠી તે પેઠી. શોકમાં ને શોકમાં
ણીએ પોતાનો પ્રાણ ઘણી ટુંક મુદ્દતમાં મૂક્યો ! બેટા, તારા વિજોગે
ણીએ શરીર ગાળી નાખી, દેહ અર્પણ કર્યો ! અને હું પણ
મારી પાસે આવવાની વાટ જોઇ રહ્યો છું. માટે મને વહેલો
ોલાવી લે. મારો ઠામ તાકીદે કર. ! મારાથી હવે તમારો
જોગ સહન થતો નથી. ઉત્સાહ મંદ પડી જઇ, જગત્ બધું
ન્ધકાર લાગે છે. હે વિભો, સત્વરે મને મારાં વહાલાંના ભેગો
ર ! મારી ઘણી નમ્રતાથી આ છેલ્લી માગણી છે તે તું
ત્વરે પુરી કર ! જીવવામાં હવે શું સુખ છે ! હૃદય બળ્યાં કરે
તેની વેદના ખમાતી નથી. વિભો ! હવે તું મારી દોરી
કી કર !

વહાલનાં વિજોગે
દુખીયારો
છ. વિ. રાવળ.

# પ્રસ્તાવના.

॥देह परमार्थीं लाविल ॥ तरिच यालें सार्थक झालें ॥
नाही तरी हें व्यर्थाचे गेले॥ नाना आघातें मृत्युपंथें॥

(રામદાસ)

ખરૂં જોતાં આ કાવ્ય સુધાના પહેલા ભાગમાં પ્રસ્તાવનાનો ઘણો ખરો ભાગ આવી ગયો છે, એટલે આ બીજા ભાગમાં કાંઇ વિશેષ લખવા જેવું રહેતું નથી; તો પણ હર કોઇ પુસ્તકની પ્રસ્તાવના લખવાનો એક સામાન્ય રિવાજ પડી ગયેલો હોવાથી તે વિષે આ નીચે થોડુંક લખવામાં આવ્યું છે.

આ પુસ્તકમાં તેમ હવે પછી છપાઈ બહાર પડનારા પાંચે ભાગમાં લેખકની પોતાની કલ્પના શક્તિથી ઉપજાવી કાઢેલું એક પણ કાવ્ય, કે એક પણ છુટક કવિતા નથી, પણ તે બધું પ્રાચીન કાળમાં થઇ ગયેલા કવિ અને ભક્તોનાં તેમ સ્ત્રી કવિઓનાં રચેલાં કાવ્યો અને પરચુરણ પદો છે, જે બધાં સદુપદેશ, સન્માર્ગ દર્શક, અને માણસોના ઉદ્ધાર માટે અનુભવ જન્ય રચાયેલાં છે. આવાં કાવ્યોનો સંગ્રહ કરી, કરેલા સંગ્રહમાંથી સારી સારી કવિતાઓ ચુંટી કાઢી, તેની યથામતિ, યથાશક્તિએ આ ગોઠવણ કરવામાં આવી છે.

આ સંસાર અસાર છે, એવું સજ્જન પુરુષો પરાપૂર્વથી કહેતા આવ્યા છે, તેમાં આપણે સંસારી માણસોએ

સંસારમાં જ રહીને જ્યારે આપણા જન્મનું સાર્થક ન કરીએ ત્યારે શિરો લિખિત દાસોક્તિ પ્રમાણે આપણું જીવતર વ્યર્થ ગયું સમજવું. મહાત્મા તુકારામ બુવાએ પણ એક સ્થળે કહ્યું છે કે,—"**नर देहा येऊनी न करी भजन। धिक तो पाषाण भूमि भार ॥** એટલે નર દેહ મળ્યા છતાં જેમણે ઇશ્વર ભજન કર્યું નહિ તે માણસ આ ભૂમિ ઉપર પાષાણ પ્રમાણે ભાર રૂપ છે.

સાંપ્રત કાળમાં ધાર્મિક વિષયો, ધાર્મિક ગ્રંથો, અને ધર્મને અનુસરતા પ્રાચીન સાહિત્ય તરફ લોકોનું જેટલું લક્ષ જવું જોઇએ તેટલું જતું જણાતું નથી. એટલું જ નહિ પણ પ્રચલિત શિક્ષણથી જુના વખતના ચાલતા આવેલા સારા સારા આચાર વિચાર અને જુના સાહિત્ય તરફથી લોકોની આસ્થા દિનપ્રતિદિન ઘટતી જાય છે. એ મોટા શોકની વાત છે. ખરૂં જોતાં આવી પ્રાચીન પ્રણાલિકાઓમાંથી કાંઇ બધી ખોટી હોતી નથી, તેમ જ બધી સારી પણ હોતી નથી. તેથી ખોટીને તજી દેઇ, સારીને રાખવી, એ દરેક સમજુ માણસનું કર્તવ્ય છે. પ્રાચીન ઇમારતને તેના પાયામાંથી ઉખેડી નાખી તેની જગોએ એક નવો સુશોભિત બંગલો બંધાવવો,ને તે પણ ઘણે નરસે જુનો થયે ફરી તેને કાઢી નાખી, વળી નવેસરથી બીજો બંગલો બંધાવવો, તેના કરતાં પ્રાચીન ઇમારતને જ કાયમ રાખી તેમાં જ જોઇતો ફેરફાર કરવો. એ વધારે સુલભ અને લાભકારી છે. "જુનું તે સુનું" (સોનું) એમ કહેવાનો અર્થ નથી,

પણ વીશ વરસથી સંગ્રહી રાખેલી ડાંગર ( સુરત જીલ્લાની જાત ) માંથી ફોત કાઢી નાખી, બાકી રહેલી ડાંગરને વાપરવા માટે કહેવું. એ કાંઇ ખોટું નથી. થોડી ફોત માટે ભરેલી કોઠીની બધી ડાંગરને નકામી ગણી નાખી દેવામાં વધારે નુકશાન ને મૂર્ખાઈ છે.[૧]

આ પ્રમાણે જુના સાહિત્ય ઉપરથી લોકોની આસ્થા કંઇક ઘટતી જોઇ કેટલાક વિદ્વાનોએ તે તરફ લક્ષ આપી, લોકોને પોતાની ભાષાનું જુનું સાહિત્ય જોવાને અનુકુળ પડે તેટલા માટે ઘણી મહેનત લેઇ જુના કવિઓનાં જુનાં કાવ્યો પ્રકટ કર્યાં છે.[૨] તેમ હજુ પણ પ્રકટ કરતા જાય છે. તે પ્રમાણે સંશોધન કર્તાએ તેમ પ્રકાશકે તે દિશા તરફ આ યત્ કિંચિત પ્રયત્ન આદરેલો છે.

આપણો આર્યાવૃત એ પરમ પવિત્ર ભૂમિ છે. આ ભૂમિમાં વખતો વખત પરમેશ્વરે અનેક વાર અવતાર ધારણ કરેલા મનાય છે. તેની સાથે તેના પ્રિય ભક્તો પણ વખતો વખત જન્મેલા છે. આજ પર્યંત આ ભરતખંડમાં જગ-

---

૧ પ્રાચીન કાવ્યો માટે પણ તેમજ સમજવાનું છે.

૨ પ્રથમ કવિતા સંગ્રહ, પછી ક. દ. ડા. નાં બે કાવ્ય દોહન, સરકારે મંજુર કરેલું કાવ્ય સંક્ષેપ, ને કાવ્ય દોહન, ( ચૌદ આના વાળું ) પ્રાચીન ત્રિમાસીક કાવ્યો, પ્રાચીન કાવ્ય માળાના ૩૫ અંકો, નડિયાદ વાસી એક ગૃહસ્થ ( ઘણું કરીને ચતુરભાઇ શંકરભાઈ )નાં પ્રાચીન ફુટક કાવ્યો, અને છેલ્લે ગુજરાતી પ્રેસના આદ્ય તંત્રી સાક્ષર શ્રી ઇ-

ત્તના મીથ્યા પ્રપંચને તુચ્છ માની આત્મ સ્વરૂપમાં તલ્લીન થયેલા અનેક મહાન્ ભક્તો થઇ ગયા છે. અને તે મહાન્ ભક્તોએ બતાવેલા રસ્તે ઘણા પુણ્યવાન મનુષ્યો ચાલી ધન્યતાને પ્રાપ્ત કરેલી છે. આવા મહાત્માઓએ સ્વાનુભવથી કેટલાંક કાવ્યો અને બીજી છુટક કવિતાઓ રચી છે, તેમાંનો ઘણો ખરો ભાગ પરમાત્માના સ્વરૂપ વિષે અપ્રતિમ સ્નેહ ઉત્પન્ન કરે તેવો છે. તેમણે શ્રીમદ્ ભગવદ્ ગીતા, રામાયણ, મહા ભારત, ભાગવત, અને ઉપનિષદો વગેરે જ્ઞાન માર્ગના સંસ્કૃત ગ્રંથોમાંથી કેટલોટ ભાગ લીધેલો હોવાથી તે બધું જુનું સાહિત્ય માણસને આ ભવસાગર તરી પાર ઉતરવા માટે એક નૌકા રૂપ છે.

આ પુસ્તકમાં તેવા સાધુ ભક્ત કવિ અને સાધ્વી. સ્રી કવિઓનુંજ પ્રાસાદિક જુનું સાહિત્ય એકઠું કરવામાં આવ્યું છે. એકંદર રીતે આ સંગ્રહમાં શિવ, વિષ્ણુ અને ઉપનિષદોમાં વર્ણવેલી બ્રહ્મજ્ઞાનની કવિતાનો સંગ્રહ છે. દુનિયાદારીમાં માણસને ઉપયોગી થઇ પડે તેવી કવિતાઓ પણ છે ખરી, પણ તેની સંખ્યા ઘણી થોડી છે. તેથી આશા છે, કે આ પુસ્તક કોઇ પણ હિંદુ ભાવિક ગૃહસ્થને તેમ સન્નારીઓને પસંદ પડશે ખરૂં.

---

સૂ. દેશાઇ અને તેમના પુત્રોએ બહાર પાડેલા મોટા દળદાર બૃં–કા–દોહનના આઠ ભાગ, તથા નરસિંહ મહેતા અને દયારામ કૃત કાવ્ય સંગ્રહ બહાર પાડયાં છે. તે વિના ભજન સંગ્રહ વગેરે કેટલાંક પ્રાચીન કાવ્યોનાં પુસ્તકો વેપારને માટે જુદા જુદા બુકસેલરોએ છપાવ્યાં છે.

આ પુસ્તકમાં તેમ હવે પછી છપાઈ બહાર પડનારા તેના બાકીના પાંચે ભાગમાં જે જે દોષો દેખાય, તે તે બધા સંશોધન કર્તાના પોતાના છે, એવું સમજી સુપડા પ્રમાણે તે કાઢી નાખી "હંસક્ષીર" ન્યાય પ્રમાણે તેમાંના ગુણ ગ્રહણ કરવા માટે સંશોધન કર્તાની રસિક વાંચનાર ભાઇ બહેનોને સવિનય પ્રાર્થના છે.

આ પુસ્તક પ્રસિદ્ધ કરવામાં જે જે જુના કવિઓ અને ભક્તોનાં અમૂલ્ય કાવ્યો અને કીમતી પદોનો સંગ્રહ કરવામાં આવ્યો છે, તે તે બધાના ચરણ કમળમાં હજારો વાર પ્રણામ કરી, તેમનો, તથા તેમના કાવ્યોની નકલો ઉતારી, કે ઉતરાવી, પોતાની પાસે જીવની પેઠે સાચવી રાખનારાનો આભાર માનવો, એ લેખક પોતાનું એક મહત્ કર્તવ્ય યાદ કરે છે તેની સાથે જે પરમાત્માએ લેખક પાસે આવી સંત સેવા કરાવી તેના ચરણારવિંદમાં અતિ નમ્રતાથી પોતાનું મસ્તક નમાવી, હજારો વાર નમન કરે છે.

આ પુસ્તકમાં આવેલાં કેટલાંક કાવ્યોની અસલ પ્રતો ગુજરાતી પ્રેસવાળા રા. નટવરલાલ ઇચ્છારામ દેશાઇ બી. એ. એ. આપવાથી તેમનો, તેમજ આ કામમાં ઘણી કીમતી સલાહ આપવા માટે મુંબઇના સોલીસીટર રા. રા. નગીનદાસ ત્રિભુવનદાસ માસ્તર બી. એ. એલ. એલ. બીનો પણ ઉપકાર માનવા જેવો છે. સૌથી વધારે ઉપકાર તો રાજ્ય રત્ન શેઠ, જેઓ હંમેશા જુના સાહિત્ય અને પુરાણી વસ્તુઓ ઉપર અતિશય પ્રેમ રાખી, તે કામમાં તન, મન,

ને ધનની મદદ કરે છે, તેવા સાક્ષર શેઠ શ્રી પુરુષોત્તમ વિશ્રામ માવજી જે. પી. નો માનું છું, જો આ પુસ્તક છપાવવા માટે તેઓ શ્રીએ આશ્રય આપ્યો ન હોત તો લેખકની ઘણા વરસોની જુનાં કાવ્યો શોધવાની મહેનત, તેમ તેને પ્રસિદ્ધીમાં લાવવા માટે લીધેલો શ્રમ ફોકટમાં જાત.

આ પુસ્તકનાં પ્રુફ તપાસતી વખતે લેખકના કમ ભાગ્યે તેની વ્હાલી પુત્રી, અને ત્યાર પછી તેની દીકરીની વહાલી માતુશ્રીના મંદવાડનો પ્રસંગ હતો. આવા ચિંતાતુર સમયમાં ચિત્તની સ્થિરતા જોઇએ તેટલી રહેતી નથી, તેથી પ્રુફો જોઇએ. તેવાં તપાસાયાં નથી, ને તે જ કારણથી ઘણી ભૂલો રહી ગઇ છે તેના માટે લેખક ક્ષમા માગે છે. શોકની વાત છે, કે આ બંને જણીઓએ પુસ્તકના કામમાં કેટલીક કીમતી મદદ કરી હતી, પણ તે પુરૂં થયેલું જોવા માટે તેઓ રહ્યાં નથી! ને થોડે અંતરે તેઓ બંને પોતાના કર્તાની સેવામાં હાજર થવા માટે હંમેશને માટે ગયાં છે! પ્રભુ તેમના આત્માને ચિરકાળ શાંતિ આપો.

આ બીજા ભાગમાં આવેલા કવિઓમાથી ઘણા ખરા જાણીતા છે તેથી તેમના માટે હકીકત આપવામાં આવી નથી. ફક્ત શહેરા તાલુકે ગોધરાના વતની ચિત્રોડા નાગર કવિ મોતિરામ, કંઇક અપ્રસિદ્ધ હોવાથી તેમની ટુંકી હકીકત આ સાથે આપવામાં આવી છે. જે જુના સાહિત્યનો ઇતિહાસ લખતી વખતે કંઇક ઉપયોગી થશે.

લુણાવાડા-સં. ૧૯૭૬. \
આસો સુદિ ૧૩ ધનતેરશ. } સંશોધન કર્તા.

# કવિ મોતિરામ.

ગુજરાતના ૭ જાતના નાગરોમાંથી[1] દરેક જાતના નાગરોમાં એકેકો પ્રખ્યાત કવિ થઇ ગયો છે. વડનગરા નાગરોમાં ગુજરાતી ભાષાનો આદ્ય કવિ નર્સિંહ મહેતા, વીશ નગરા નાગરોમાં કહાન્હડદે પ્રબંધનો કર્તા પદ્મનાભ, સાઠોદરા નાગરોમાં આપણો રસિક ને ફાંકડો કવિ દયારામ. આ પ્રમાણે પ્રશ્નોરા તથા કૃષ્ણોદરા નાગરોમાં કવિ થયા છે ખરા, પણ લેખકને આ વખતે તેમનાં નામ યાદ આવતાં નથી. ખંભાતનો કવિ વિષ્ણુદાસ નાગર હતો, પણ તે કયી જાતનો નાગર હતો. તે જાણવામાં નથી. આજ સુધી ચિત્રોડા નાગરમાં કવિ થઇ ગયાની ખબર ન હતી, તે શિરો લિખિત મોતિરામનુ નામ હાથ આવવાથી હવે ૭ એ જાતના નાગરોમાં છએ કવિ થઇ ગયા ગણાય.

કવિ મોતિરામ શહેરા તાલુકે ગોધરાના વતની હતા, તે વખતે શહેરા ગામ ( તાલુકે ગોધરા–પંચમહાલ ) નામદાર બ્રિટિશ સરકારના તાબામાં ન હતું, પણ ગ્વાલીયરના સિંધીયા સરકારના તાબાગાં હતું, તે અને ગોધરા બંને ચાંપાનેર પ્રગણામાં ગણાતાં હતાં. એવું આ કવિની રચેલી એક લાવણી ઉપરથી જણાય છે. વળી આ લાવણીમાં કવિએ પોતાની નાત પણ આપેલી છે.

---

૧ ખટ મોઢા, ખટ નાગરા.

"ચાંપાનેર પ્રગણામાંહી, શિવપુર[1] નગર હે ખાસા"
"જાતે રે નાગર હાડ ચિત્રોડા[2], એ સબકુ નમને વાળા"

આ કવિના પિતાનું નામ કરુજી અને માતુશ્રીનું નામ કુશાલ બાઇ હતું. તેમના પિતાશ્રીને તે એકના એક પુત્ર હતા. એટલે કે તેમને ભાઇ બહેન ન હતાં. તેમ તે કહાન બાલ-કુંવારા હોવાથી તેમના વંશમાં હાલ કોઇ નથી. પણ તેમના કાકા ત્રંબકરામ અને પ્રભુરામના છોકરાના છોકરા હાલ હયાત છે, અને તે હમણા કવિના ઘરમાં રહે છે. કવિનું ઘર, શહેરામાં દેશાઇવાડાની પાસે ગાંયજાવાડમાં છે.

આ કવિ શરીરે ઉંચા, રંગે ગોર, અને દેખાવડા હતા, પણ તેમની આંખોની પુતળીઓ ઉંચી હોવાથી વાંચવા લખવા માટે છેક આંખો નજીક કાગળ લાવવો પડતો હતો. સ્વભાવે મળતાવડા, આનંદી, અને મીઠાબોલા હતા.

તેમના જન્મ કાળની હજુ જોઇયે તેવી ખબર મળી નથી, તેમ અવસાન કાળ પણ ખાત્રી પૂર્વક હજુ જણાયો નથી. તોપણ ગોધરાના એક વૃદ્ધ શ્રીગોડના કહેવાથી જણાય છે, કે વિ-સંવત્ ૧૮૯૨ ના કાર્તિક સુદિ બીજને દહાડે તેમનો દેહાંત થયો. તે વખતે તેમની ઉંમર પંચાવન વરસની

---

૧ શહેરા. ૨ આ જગોએ "હાડ" શબ્દનો અર્થ શરીર થાય છે, કે ચિત્રોડા નાગરોમાં તે એક પેટા જ્ઞાતિ છે, તે સમજાતું નથી. સાઠોદરા નાગરોમાં "બાયડ" જેવી પેટા જ્ઞાતિ પણ વખતે હોય.

હતી, તે પ્રમાણે ગણુતાં તેમનો જન્મ કાળ વિ.-સંવત ૧૮૩૭નો આવે છે. તેમણે ભારે મંદવાડ ભોગવ્યો ન હતો, પણ સહજ બે દિવસ જ માંદા રહ્યા હતા.

તેમના વખતમાં હાલના જેવી સરકારી ગુજરાતી નિશાળો ન હતી, પણ ગામઠી નિશાળના પંડ્યાજીઓ પાટી ઉપર જીકારા ( ઇંટના કડકા ) ઘસી, તે ઉપર નદીમાં થાય છે તે કાળા રંગની શેંણાઇની લેખણથી, કે કોઇ કોઇ ગૃહસ્થના છોકરા, ખરાદીએ ઉતારી આપેલી હલકા લાકડાની પચરંગી લેખણની અણીથી લખતા હતા. આવી નિશાળમાં તેમણે પુરો અભ્યાસ કર્યો હતો. તેમને સંસ્કૃત ભાષાનું જ્ઞાન હતું કે નહિ તે હજુ ખાત્રી પૂર્વક જાણવામાં આવ્યું નથી, પણ તેમને તે વખતના રિવાજ પ્રમાણે હિંદી અને વ્રજ ભાષાનું સારૂં જ્ઞાન હતું. તેમના રચેલા હિંદી ભાષાના કુંડળીયા હાથ આવ્યા છે તે જો કે, પ્રખ્યાત હિંદી કવિ ગિરિધરના કુંડળીયા જેવા તો નથી જ, તો પણ ઠીક છે.

તેમણે પગે ચાલીને ભરતખંડના પ્રખ્યાત ધામોની યાત્રા કરી હતી, તેમ તેઓને તે વખતના લોકો મોટા ભક્તમાં ગણુતા હતા. લોકોનો તેમના ઉપર પૂજ્ય ભાવ હતો, તેમ સારા વજનદાર માણસોમાં તેમની ગણુના હતી.

તે વખતના કવિ ભક્તો પેઠે તેમની પાસે પણ શિષ્ય મંડળ સારૂં હતું, તે શિષ્ય મંડળમાં મોટા અને મહા ભક્ત નામના બે સારા ભક્ત કવિઓ થઇ ગયા છે. મોટાનું

ખરૂં નામ વેલજી, અને મહા ભક્તનું ખરૂં નામ રણછોડ હતું. મહા ભક્ત માળવણ તાલુકે સાંથ રામપુરના વતની હતા, ને હાલ તે ગામમાં તેમનું મંદિર છે. રણછોડ ભક્ત લૂણાવાડાના હતા. આ બંને જાતે વાણીયા હોવા છતાં કવિએ તેમને યજ્ઞો પવિત ધારણ કરાવ્યાં હતાં. મહા ભક્ત સંસ્કૃત સારૂં જાણતા હોવાથી શહેરામાં આવેલા પોતાના મંદિરમાં હંમેશા લોકો આગળ ભાગવતાદિ સંસ્કૃત ગ્રંથોની કથા કરતા હતા. આ બંને કવિઓની કવિતા પણ હાથ આવી છે, જે વખત મળતાં પ્રસિદ્ધ કરવામાં આવશે.

આ વિના બીજા શિષ્યોમાં હરદેવભાઇ, આશારામ, ભાઇશંકર નાપલ,[1] ને લક્ષ્મીરામ વગેરે હતા.

શિષ્યાઓમાં માનકુંવર મોટી, માનકુંવર નાની, હરકોર, રળીઆતબાઇ ને જેબાઇ વગેરે હતી. તેમાં જેબાઇની રચેલી બે આરતીઓ આ પુસ્તકમાં આવી ગઇ છે. બીજી બાઇઓ કવિતા રચતી હતી કે નહિ, તો હજુ જાણવામાં આવ્યું નથી, તેમ જડી પણ નથી.

મોટાનું મંદિર ગામ વચ્ચે હતું. તેમાં તેમના મરણ પછી લોકોએ મહાદેવની સ્થાપના કરી હતી, હાલ પડી ગયું છે.

---

૧ આશારામ અને ભાઇશંકર નાપલની રચેલી કવિતા પણ જડી છે. જેમાંથી આશારામની કવિતા આ કાવ્યના પૃષ્ટ ૯૨ મે પ્રસિદ્ધ થઇ છે. ભાઇશંકર નાપલનો રચેલો લક્ષ્મી પાર્વતીનો સંવાદ, જે લેખકે બૃ. કા. દોહન માટે લખી મોકલેલો તે બૃ. કા. દોહનના સાતમા ભાગના પૃષ્ટે ૭૬૭ છપાઇ પ્રસિદ્ધ થયો છે.

મહા ભક્તનું મંદિર હાલ મહાલક્ષ્મીજીના મંદિર પાસે તળાવ ઉપર છે. તેમાં કવિ મોતિરામ અને મહા ભક્તની પાદુકાનું હાલ પૂજન થાય છે.

મહાભક્ત અને મોટા બે ભેગા રહેતા હતા, તે વખતે તેમની વચ્ચે સહજ બોલા ચાલી થવાથી મહાભક્ત રીસાઇને શ્રીવત્સેશ્વર તળાવના પશ્ચિમ કિનારા પર એક મઢી બંધાવીને રહ્યા. પછી કેટલેક દહાડે ગામ લોકોએ તેમના માટે ગામમાં એક જુદું મંદિર બંધાવી આપવાથી ત્યાં રહેવા આવ્યા જેમાં ઠેઠ મરતાં સુધી તેઓ રહ્યા હતા.

મોતિરામ અને તેમના શિષ્ય મંડળનો ધર્મ પૂર્ણ બ્રહ્મનો એટલે વેદાંતનો હતો. તેમ છતાં તે બધાએ શ્રીકૃષ્ણ મહારાજનાં ઘણાં સારાં પદ રચ્યાં છે, જેમાંનાં થોડાંક પદ આ પુસ્તકમાં દાખલ કર્યાં છે, તેમ તેમના પૂર્ણ બ્રહ્મની જેબાઇની રચેલી બે આરતીઓ પણ દાખલ કરી છે.

આ કવિની એકંદર કવિતાના ત્રણ ભાગ થઇ શકે, પહેલો શ્રીકૃષ્ણ મહારાજ અને વ્રજની ગોપીઓના વિહાર અને સ્તુતિની. બીજો નીતિની છુટક કવિતા, અને ત્રીજો ભાગ બ્રહ્મજ્ઞાનનાં પદોનો

લેખક પાસે અત્યાર સુધીમાં નીચે પ્રમાણે કાવ્યો અને છુટક કવિતા હાથ આવી છે.[1]

---

૧ આ બધાં હાથનાં લખેલાં પુસ્તકો ઉપરથી છાપવા લાયક ચોકખી નકલો ઉતારી બૃહત્ કાવ્ય દોહનમાં પ્રસિદ્ધ થવા માટે ગુજરાતીના આદ્ય તંત્રી સાક્ષરશ્રી ઇચ્છારામભાઇ

દાણલીલાને ચાતુરી ભાવલીલાનું એક મોટું ૪૩ કડવાંનું કાવ્ય.

રાસલીલાનું બાર ગરબીઓનું કાવ્ય.

જશોદાજીનો શ્રીકૃષ્ણ મહારાજ ઉપરનો પત્રની, ગરબીઓ ચાર. જે આ ભાગમાં આપવામાં આવી છે.

દાણલીલા નાની.

ઉપરનાં કાવ્યો સિવાય બે જાતના કૃષ્ણ વિરહના મહિના, પંદર તિથિઓ, સાત વાર, શૃંગાર રસનાં પદ ૩૩, વૈરાગ્યનાં પદ ૮૨, નીતિ અને શિખામણના છુટક છપ્પા ૧૭, અને હિંદી ભાષાના કુંડળીયા સાત, ને એક પદ છે.

કવિની બધી કવિતાનો સંગ્રહ તેમના શિષ્ય ભાઇશંકર નાપલ પાસે હોવાની ખબર મળી છે. તે બધો જણાયાથી એકંદર કેટલાં કાવ્યો રચ્યાં છે તે જાણવામાં આવશે.

કવિની ભાષા મીઠી અને પ્રાંતિક શબ્દ ભેદ વગરની છે. તે કવિ દયારામની ભાષા જેટલી મધુર ને પ્રૌઢ નથી,

સૂ. દેસાઇ ઉપર મોકલેલી, તેમાંની બે ગરબીઓ બૃ. કા. દો. ના સાતમા ભાગના ૭૪૬ મા પૃષ્ટે છપાઇ છે. તે મોતિરાણુ નામથી છપાઇ છે ખરી, પણ તેની ઉપર લખેલો મોતિરામ, અને આ મોતિરામ જુદા છે. મથાળા વાળા મોતિરામ ભરૂચના વતની અને જાતે વાણીયા હતા. ને ભરૂચના એક મંદિરમાં રહેતા હતા.

તેમ છતાં છેક હલકી પણ નથી. કવિતાનું રૂપ જોતાં તેમને પ્રાસ મેળવવા માટે માથાકૂટ કરવી પડી હોય એમ લાગતું નથી. સ્વાભાવિક રીતે આપો આપ આવી મળતા પ્રાસો વાળી લાગે છે. વળી તેમને કવિતા રચતાં શબ્દોની ભાંગફોડ પણ કરવી પડી નથી. તેમની કેટલીક કવિતા આ ભાગ તરફની સ્ત્રીઓ વધારે ગાય છે. નવરાત્રીના ગરબા વખતે તેમની પાણીની ગરબીઓ જ્યાં ત્યાં ગવાતી જોવામાં આવે છે.

આ કવિ, અને કવિ દયારામ ભાઇ સમકાલિન જણાય છે, તેમ જ તે બંનેની કેટલીક હકીકત પણ એક સરખી માલમ પડે છે, જેમકે બંને નાગર હતા, બંને કુંવારા હતા, બંને ભક્ત હતા,તેમ બંને કવિઓ પગે ચાલી યાત્રાઓ પણ કરી હતી. અને બંને ઇશ્વરના અનન્ય ભક્ત હતા. તેમ છતાં આ કવિ, કવિત્વ શક્તિમાં દયારામભાઇ કરતાં કંઇક ઉતરતા કહી શકાય. દયારામ જ્યારે શ્રી કૃષ્ણની પૂર્ણ ભાવે ભક્તિ કરે છે, ત્યારે મોતિરામ કવિ, શ્રી કૃષ્ણની ભક્તિ સાથે પૂર્ણ બ્રહ્મને ભજે છે. અને તેથી જ તેમની પાદુકાઓનું આજે પણ પૂર્ણ શ્રદ્ધા અને પૂજ્ય ભાવથી પૂજન થાય છે.

છ. વિ. રાવળ.

# અનુક્રમણિકા.



કવિ અને કાવ્યના નામ સાથે દરેક પદની પહેલી લીંટી. પૃષ્ટાંક.

ગોવિંદરામ.



ભાનુદાસ.



કવિ માધવદાસ.



રવિદાસ.



હિમોભક્ત.



વ્યાસ છગન.

આશારામ.



કવિ તુલસીદાસ.



ભાણદાસ.



કવિ પ્રેમાનંદ સ્વામી.



મીરાંબાઇ.

# પ્રાચીન કાવ્ય સુધા.

## ભાગ ૨ જો.



## નરસિંહ મહેતા.

### પદ.

અર્જુન પ્રાણથકીરે મને વૈષ્ણવ વાહાલા,
રાત દિવસ રૂદે રાખું રે;
જપ તપ તીરથ વૈકુંઠ તજીને,
મારો હરિજન હોય ત્યાં હું આવુંરે. અર્જુન.
દુર્યોધન ને દુઃશાસને,
સુંદરી સભામાં આણી રે;
પંચાલીના પટકુલ પુરવા,
આવ્યા સારંગપાણીરે. અર્જુન.
એ અંબરિષરાજા મને અતિગણા વાહાલા,
દુર્વાસાએ દિલ ભંગ કીધાં રે;
મેં મારૂં અભિમાન તજીને,
દશ વાર અવતાર લીધા રે. અર્જુન.
ગજને કારણ પાવડીએ ચડી,
સ્મરતાં સહાય થયા સારારે;

નીચ ઉંચ તો કાંઇ નવ જાંણું,
મને ભજે તે મારા રે. અર્જુન.
હાંરે મારો રે બાંધ્યો વૈષ્ણુવ છોડે,
વૈષ્ણુવનો બાંધ્યો મેં નવ છુટે રે;
કદાપિ કાળે હું ગુનામાં આવું તો,
વૈષ્ણુવ મુજને બાંધે રે. અર્જુન.

હે લક્ષ્મીજીરે જેની અર્ધાંગા રાણી,,
સર્વ સંતો કેરી દાસિ રે;
અડસઠ તીર્થ મારા સંતોને ચર્ણે
કોટી ગંગા કોટી કાશી રે. અર્જુન.

હાંરે મારા હરિજનનું કોઈ દર્શન કરે તો,
ગાત્ર તેનાં ફુલે રે;
છબીલોજી સ્વપ્નાંતરમાં,
કોઇ કાળે નવ ભૂલે રે. અર્જુન.
મારો હરિજન આગળ આગળ ચાલે,
ત્યાં હું પાછળ પાછળ હું ચાલુંરે;
મારો હરિજન સુએ ત્યાં હું જાગુંરે. અર્જુન.
મારા હરિજનની કોઇ નિંદા કરે તો,
હું કુળ સહીત સંહારૂં રે;
મારો હરિજન બેઠો બેઠો ગાય તો,
હું ઉભો ઉભો સાંભળું રે. અર્જુન.
મારો હરિજન ઉભો ઉભો ગાય તો,
હું તેની આગળ નાચું રે;

ભણેરે નરસૈયો ધન્યરે દામોદર,
જે બોલો તે સાચું રે. અર્જુન.

પદ.

નાનકડી વહુને હરિના, ભજનની લેહ લાગી;
લાડકડી વહુને હરિના, ભજનની લેહ લાગી. ટેક.
સાસુ કહે સાંભળો વહુજી, આ શી કર્મકટ માંડી;

× × × × ×

વહુઅર કહે તમે સાંભળો બાઇજી, અમને શાનાં વારો;
ભવસાગરમાં બુડી જઇએ ત્યારે, કુણ દેખાડે આરોરે. ના૦
કાશીક્ષેત્રથી વિપ્ર આવ્યોને, વહુને શિક્ષા દીધી;
રામ નામનો મંત્ર આપી, આપ સરીખી કીધીરે. ના૦
બાઇજી બેઠાં બકઅક કરતાંને, વહુ વીમાને ચાલી,
મને મળ્યો મે'તાનરસિંહનોસ્વામી,અઢળક સુખડાં પામી.ના૦

પદ.

ચાલો સખી આપણુ સહુ જઇએ,
નંદકુવરને જોવારે;
મુક્તા થાળ ભરી લો સાથે,
મંગળ ગાન કરવારે. ચાલો.
ધન્ય જશોદા જીવન જાયો,
પૂર્વે મહા તપ કીધારે;
પૂરણ બ્રહ્મ અવિલોકી જોતાં,
મન વાંછિત ફળ લીધાંરે. ચાલો.
ભકત તણાં સુખ પૂરણ કારણ,

નારાયણ અવતરીયા રે,
કૃપા કરી એણે નરસૈંયાને;
ગુણ ગોવિંદ આચરીયા રે. ચાલો.

---

## કવિ પ્રેમાનંદ કૃત.

### વિષ્ણુ સહસ્ત્ર નામ.

#### દોહરા.

પરમ પુરુષને પરણમું, (જે) વ્યાપક રમતા રામ;
ગુરૂ ચર્ણ પ્રતાપથી, ભણું હું સહસ્ત્ર નામ.
ઉમિયા પુછે ઈશને, વિષ્ણુનો મહીમાય;
નામ નારાયણતણાં, કો'ને શંકર રાય.
કહે ઈશ દેવી સુણો, તેં પૃછ્યું ઉત્તમ પ્રશ્ન;
સહસ્ત્ર નામ કરી વર્ણવું, સમરણ તે શ્રીકૃષ્ણ.

---

કડવું ૧ લું—રાગ મારૂની દેશી;

(મારી ઓખારે બાઇ સલૂણાં, તમે વ્રત કરોને અલૂણાં૦ એરાગે)
પ્રથમ ધ્યાનગુરૂનું ધરૂં, સહસ્ત્ર નામ ભવ તરવા ભણું;
સહસ્ત્ર મુખે કરી વર્ણવે શેષ, શારદા તે નવ પામે ભેદ.
વાલ્મીક ને વેદ વ્યાસ, તે તમને ગાય અવિનાશ;
અલ્પ જીવ હું માનવ કાય, ભજી નવ જાણું જાદવરાય.
જપ તપ તીરથ હું નવ લહું, અપરાધ કીધા મેં બહુ;
હરિ તારે નામે હવે તરૂં, માણું આ ભવમાં નવ ફરૂં.

સોહં નામ સનાતન એક, વિશ્વરૂપ અવેવ અનેક;
ચૈતન્ય ચિદાનંદ ચિદ્રુપ, આદ્ય એક ને અનેક સ્વરૂપ.
સોમ સોમેશ્વર સર્વાતીત, અકળ અખંડ ઈંદ્રિયજીત;
વિશ્વ રૂપ ને વિશ્વાધાર, અવિનાશીજી અપરંપાર,
મુકતધામને મુનિ ધરણીધર, પિંડપતિને પરાત્પર;
પરમાત્માજી પરમેશ્વર, દુષ્કૃત દહન દોહલાં હર.
સદા રક્ષક વિવિધ વિલાસ, બહુ નાયક દાયક સુખવાસ;
જય ધરણી ધર ત્રિભુવનપતિ, અસુર નિકંદન મહા યતી.
પ્રકટ પ્રકાશને પરમ નિધિ, વિશ્વંભરજી વિદ્યા નિધિ;
સ્વામીજી તારક ભવ કૂપ, વામન વૈરાટ ને વિશ્વરૂપ.
દીનબંધુ દત્ત દયાળ, દીનાનાથ દાવાનળ ટાળ;
પ્રકટ પુરાતન ઘટ પ્રવેશ, દારિદ્ર છેદન દેવ દેવેશ.
સર્વ પૂરણ પુરૂષ પુરાણ, જગત જીવન રક્ષક પ્રાણ;
સિદ્ધ સાધ્ય ને સારંગ ધારી, ભ્રમણ ભવ છેદન ભવતારી.
ભૂધર ભુવનપતિ ભૂપાલ, કેશવ કૈવલ્ય પરમ દયાળ;
સર્વજ્ઞ સોમ ને સર્વાવાસી, અછેદ્ય અભેદ્યને અવિનાશી,
નિર્ગુણ સગુણ ગુણાતીત, માનુભાવ ને માયા જીત,
નિગમ નેણ ને લીલા બહુ કાય, દિગ્પાલ પતિને દશોદિશાય.
સાધુ વલ્લભ રાઘવ વીર, વેદ વારણ મચ્છ શરીર;
ધર્મધારણ ને ધર્મપાલ, ધનવંત્રી છો હનન જંજાળ.
શ્રીધર શ્રીહરિ જીત અહંકાર, પ્રેમાનંદજી અપરંપાર;
જમદગ્નિ ભૂમિ ભાર ઉતારણ, પરસુરામ સહસ્રાર્જુન મારણ;
એ શત નામે ગાયા ગોવિંદ, કર જોડી કહે પ્રેમાનંદ.

(૧૦૦)

૬

## કડવું ૨ જું.—રાગ ચાલતો.

રામ રામચંદ્રને રઘુવીર, સીતાપતિ હરિ સત્ય શરીર;
કૌશલ્યા નંદન કોદંડ ધારી, અહલ્યા તારણ દેવ મોરારી.
એક પત્નીવ્રત પરમ પવિત્ર, હનુમાન પ્રાણ ને સુગ્રીવ મિત્ર;
નવનીત હૃદય કરૂણા સિંધુ, રામ રામેશ્વર શ્વેતબિંદુ.
અજાન બાહુ રાજીવ લોચન, જાનકી જીવન જગજીવન;
વિભિષણ સ્થાપક સત્ય વચન, સુખ કર્તા રાવણ નિધન.
સવરી કૃપાકર ભક્ત તારણ, તારક મંત્ર મુક્તિ કારણ;
સુર અવિચલ આદિ રાજ, પ્રજા પાલન દેહ પરકાજ.
કુંડળ લોલ કપાળ વિશાળ, ત્રિદેહી વાયક ટાલણ સાલ;
પાન અપાન ને પરાત્પર, અલૌકીક કામી કમળા વર.
પ્રેરક બાહ્ય ને આભ્યંતર, તલ મધ્ય વ્યાપક સહુ પર;
સત્ય સ્વરૂપ ને ધ્યે ધ્યાતા મન, હલન ચલન ગતિ ગુણવાન.
કૌશિક અભય રક્ષક યજ્ઞ, અરીજીત માની ને મર્દન;
નિષ્કામી ધર્મશીલને આચારી,નરહરિ નારાયણ નર્ક નિવારી.
પ્રેરક ગ્રાહક જ્ઞાની જ્ઞેય, યજ્ઞ યાગ ને ધ્યાતા ધ્યેય;
નિર્ગુણાતીત તાપ નિવારી, યોગ યોગેશ્વર લીલા ધારી.
અપરાધ ક્ષમાકર સનાતન, સંસાર મર્જન કલ્પીત મન;
(એ) બે શત નામે ગાયા ગોવિંદ, કર જોડીને કહે પ્રેમાનંદ.

(૨૦૦)

---

## કડવું ૩ જું—રાગ ચાલતો.

વરદાતા પરમાર્થ પ્રીત, દાનવ મારણ શત્રુના જીત;
હરિ સ્વરૂપ વિશ્વ લોચન, હરિ નિર્ગુણાત્મક હરો વિઘન.[1]
સોહં શ્રીધર શુભ શરીર, અખીલેશ્વર રમણ રણધીર;
સત્ય પાલન સત્યના સિંધુ, લોક પાલક લોકના બંધુ.
વદે લોક હરિ આત્મારામ, સર્વ લોક હર્તા વિશ્રામ;
વિશ્વાત્મ પ્રભુ રઘુરાય, દયાળ દયાનિધિ સર્વ સુખદાય.
રઘુકુળ તિલક શ્રી રઘુરાંમ, વીર રણધીર સત્ય ધર્મ ધામ;
માયાતીત ત્રિગુણાતીત તાત, એક વચની સ્વયં સાક્ષાત.
આનંદઘન તન તાપ નિવારી, ગુણાતિત પ્રભુ ગુણકારી;
અભય અવેવ હરિ અગોચર, પ્રબળ પરાક્રમી ધનુર્ધર.
તત્વવાદી તત્વ સ્વરૂપ, સ્નેહી સ્વામી અખીલ અનુપ;
સ્વભાવ અવિચળ ઇશ્વર અવિનાશ, તેજ રૂપ રવિકોટી પ્રકાશ.
અપ્રમાણ રૂપ હરિ રત્નાગર, સ્થુલ સૂક્ષ્મ સ્વામી અમરવર;
વેદવિદ સ્વામી શુભ મતી, સુધા સ્વરૂપ દાયક સદ્દગતિ.
કાળજીત વપુ મહા જ્યોત, ઇંદ્રિય રહિત હરિ વ્યોમ વિદ્યોત;
આદ્ય ઉપેંદ્ર અવિનાશી અમર, અનંત રૂપ દાતા દુઃખહર.
દાતા ભુક્તા હોતા હવી, ઇંદુ[2] ઉડગણ[3] પોતે રવિ;
પર્જન્ય[1] પોષણ પ્રજાપતિ, ધારણ તારણ દુષ્ટના હતી.[2]
માયા મંડણ ગુરૂ ગોવિંદ, સર્વમય શ્રી બાલમુકુંદ;
અખીલ આત્મા અખીલ અંગ, જગકર્તા અનાદ્ય અભંગ.

---

૧ વિઘ્ન. ૨ ચંદ્ર. ૩ તારા.

લઘુરૂપ હરિ વટ સયન, અપાર તેજ અંબુજ[4] નયન;
(એ) ત્રણ શત નામે ગાયા ગોવિંદ, કર જોડીને કહે પ્રેમાનંદ
( ૩૦૦ )

---

કડવું ૪ થું—રાગ ચાલતો

શ્રી વાસુદેવ નયન અંબુજ, દેવકી નંદન ચતુર્ભુજ;
ઉદયકાળ ઝળહળ તન, માત પિતા બંધ મોચન.
આનંદ ઉદર[5] તાત ઉપદેશ, યમુના વિભાગી વ્રજ પ્રવેશ;
નંદ નંદન[6] જશોદા જીવન, ગોગસ[7]તસ્કર પય[8] પીવન.
ગોપી જીવન વ્રજ ભૂષણ, બાલ વેશ પુતના શોસન;
સકટ[9]વ્યોમાસુર વધકારી, બ્રહ્માંડ ત્રણે મુખ ધારી.
ગોળી ભંજન અનુખલ બંધન, રૂદન કરત નવનીત[10]ભોજન
મોચન જમલા અર્જુન સ્યામ, ગોપી વલ્લભ પૂરણ[11]કામ
ગોપ ગોપેશ્વર શ્રીગોવાળ, ગોકુલેશ્વર ગોવિંદ ગોપાળ;
વચ્છ વારણ વૃત્રાસુર વિડારી, અઘાસુર બકાસુર સંહારી.
મોરલીધર માધવ શ્રી મોરારી, વીણા ગુંજાધર ગોચારી;
મોર પીંછ મુકુટ ધરનાર, વ્રજ વધુ ચિત્તના હરનાર.
વિલસીત વૃંદાવન વનમાલી, કદમારૂઢ હરિ આવો કાળી;
નિર્વિષ કરતા જળ નરહરિ, દાવાનળ ભક્ષક ગોપ હિતકારી.
હરિ ઋષિપત્ની ગ્રાહક અન્ન, પ્રભુ ઈંદ્રિ માન મર્દન;
ગિરિધારી વ્રજ રક્ષાકારી, કેશી મર્દન કંસ વિડારી.

---

૧ વરસાદ ૨ મારનારા ૩ વડ ૪ કમળ ૫ પેટ ૬ પુત્ર ૭ માખણ ૮ દૂધ ૯ ગાડું ૧૦ માખણ ૧૧ પૂર્ણ.

કુબજા સુખદાતા શુભ તન, માત પિતા બંધન છેદન;
ગુરૂ સુત દાયક દેહ મધુકર, રસિક રમણુ ને રાધાવર.
જાદવેંદ્ર દ્વારકા શ્રી પતિ, કાળ યવન મર્દન મહામતિ;
રાજા મોચન જરાસંઘ કાળ, પાંડવ કારણુ મારણુ શીશુપાલ.
દ્રાપદી લજ્જા નિવારણુ હરિ, કૌરવ નીપાતન પાંડવ જય કરી;
શક્તિ ભક્ષ દાતા અવેશ, નીપાતન અક્ષોહિણી અષ્ટાદશ.
ભીષ્મ પણુ પાલન ભક્તાધીન, ભય નિવારણુ રક્ષક દીન;
વિશ્વેશ્વર વાસેશ્વર વિશ્વનાથ, લીલા સ્વરૂપ દાસ શિર હાથ.
શ્રી કૃષ્ણુ વ્રજેશ્વર સુંદર શ્યામ, હસિત વદન ને પૂરણુ કામ;
બહુ નાયક નામ નિધાન, સર્વાંગ સુંદર શ્યામળવાન,
(એ) ચાર શત નામે ગાયા ગોવિંદ કરજોડી કહે પ્રેમાનંદ.
( ૪૦૦ )

---

## કડવું ૫ મું–રાગ ચાલતો.

અશ્વસ્થ[1]ને તુલસી રૂપ, નદીમાં ગંગા ને રસમાં તુપ;[2]
હરિ પ્રતામધ્યે શાલીગ્રામ, હરિ બ્રહ્મવિદ્યા વેદમાં શ્રામ.
નવ ગ્રહ નાયક તેજે રવિ, મંત્ર રૂપ હૂત શ્રી હવી;
વિપ્રમાં વશિષ્ટ ધાન્યમાં જવ, યોગીમાં શિવ તારયુ ભવ.
શિલા મધ્યે મેરૂ પર્વત, ત્રિગુણુ માંહે સ્વામી સત્ય;
અગ્ર મરૂત સમદષ્ટિ સુખદાયી, સ્વામી શેષ રૂપે શેષસાયી.
ઉચ્ચૈશ્રવા ઐરાવતમાં પ્રોઢ, ગરૂડ રૂપે છો ગરૂડારૂઢ;
દેવી યોગણી રૂપે હરિ, રમણુ રામ રહ્યા વિસ્તરી.
હ્રસ્વ દીર્ઘ ખટ અક્ષર રામ, અતુલ વર્તુલ નહીં ઠાલો ઠામ;

---

૧ પીપળો. ૨ ઘી.

પુંડ્રીકાક્ષ[1] પિતાંબર ધારી, કલ્પદ્રુમ છો કષ્ટ નિવારી.
સનકાદિક નારદ અનંત દેહ, કર્મ છેદન મુક્તિ મેહ;[2]
કૃષ્ણ દ્વીપાયન છો પ્રભુ રૂપ, કપીલ દત્તાત્રય બ્રહ્મસ્વરૂપ.
વાસ સત્યવતી નંદન રામ, શંકર્ષણ અર્જુન નામ;
આનંદ પુંજ જીત અહમેવ, હયગ્રીવ હરિ ઋષભદેવ.
સર્વ સર્વેશ્વર પાવન, સર્વ સર્વેશ્વર ભુવન,
સર્વ રૂપ સર્વાત્મ સમર્થ, સર્વદાશુ સર્વ અર્થ.
બહુ એક વિષ્ણુમાંહાં ગુંજ, મહા મુનિના નિત્ય પૂજ્ય;
નિત્ય જગત ને માયાપતિ, નિત્યાનંદ યોગેશ્વર જતી.
પૂર્ણ સત્ય સ્થાપન અચળ, વિરાજીત કાંતિ ઝળહળ;
આત્મા પ્રભુ યોગ પ્રિય સદા, યોગ ગમ્ય નિરંતર સર્વદા.
દુ:પ્રાય તૂર્ય તારણ ભવ, અવિગત સ્વયંભૂ પ્રણવ;
(એ) પાંચ શત નામે ગાયા ગોવિંદ, કરજોડીને કહે પ્રેમાનંદ.
(૫૦૦)

કડવું ૬ ઠું—રાગ ચાલતો.

શ્રીવિષ્ણું શ્રીપતિ ઋષિકેશ, અલભ્ય નર કાંતિ નરેશ;
ભૂગર્ભ પિતાંબર વાસી સુર, ભવોદ્ભવ ભવ અંત:પુર.
ઇંદ્ર ત્રિવિક્રમ ત્રીદેવેશ, માંગલ્ય મંગલ્યાયન મહેશ;
ગરૂડધ્વજ ગર્જિત સર્વહેત, જય દામોદર દમો ચેત.
તીમીર છેદન સર્વ સ્વામી, અઘ નાશન હરિ અંતર્જામી;
ભ્રગુ લાંછન હરિ દુ:કૃત હર્તા, બ્રહ્માનંદ આનંદ કર્તા.
સુખ સાગર મુક્તાફળ દાય, ભુવનેશ્વર દશોદિશ રાય;

---

૧ કમળ જેવી આંખો વાળા. ૨ વરસાદ.

અનિર્માં અલૌકીક અંગ, સૃષ્ટિ સર્જીત વર્જીત સંગ.
ગુણ નાયક ગોવિંદ ગોપાળ. પામર તારણ પરમ દયાળ;
શૂન્ય ધુન પ્રકટ અનુપ, દુઃખ વારક તારક ભવકૂપ.
ચરાચર અગોપ્ય અનંત, શોક વર્જીત કરૂણાવંત;
પરમ ઐશ્વર્ય પ્રભુતાપણું, વિશ્વવાસી અળગો નહીં આણું.
તૂર્ય પદ દાયક સર્વેશ સૂર્ય, કોટીક અંગ અવેશ;
વ્રજ રચનાકર લીલાવંત, જન્મ જરા રહિત મહીમંત.
સુમતિ દાયક સદગતી, ઘન ધામ યોગ રૂપ યતી;
આનંદઘન પૂર્ણાનંદ, પૃથ્વી પતિ હરિ ગુણ ગોવિંદ.
પરાત્પર પરમ પરધામ પૂરણ જ્યોતિ પરમ પદ નામઃ
પરમ જ્ઞાની હરિ પરધેય, પરમ ગતિ પરમાર્થ દેહ.
પરં વ્યોમ પરાધી પરશ્રેય, પરમ શિવ હરિ નિરામય;
નિરાશ્રય પ્રભુ નિર્વિકાર, નિરાશ્રય નિરંજન નર આકાર
નિઃકલંક નિર્ગુણ નિઃકામ, નિરગ્રંહી નિર્લેપ વિશ્રામ,
(એ) ષટ શત નામે ગાયા ગોવિંદ, કર જોડીને કહે પ્રેમાનંદ
(૬૦૦)

---

## કડવું ૭ મું—રાગ ચાલતો.

અમરવર શ્રીવર સ્વામીન, ગોપી વલ્લભ નર વૃંદાવન;
ગુંજાધર તુલસીધર હરિ, ચક્ર ગદાધર દાનવ અરી.
પ્રબળ પરાક્રમી નંદાનંદ, નાટક રૂપ રસ નાદ છંદ;
લક્ષ્મીધર લીલાધર નાથ, ચક્ર ગદાધર બીડિત બાથ.
અપાર અનાશ અર્પણ ક્ષેત્ર, મહા કાંતી દેવ દીર્ઘ નેત્ર;
સાક્ષાત વિખ્યાત પ્રભુ વિતરાગ, કૌસ્તુભધર માધવ મહા ભાગ.

સુખ કર્તા દુખદાહી ગહન ગતિ, ઘટ ઘટ વ્યાપક લાઘવ અતિ;
ઈચ્છા ગમન સાધુ શીલવંત, આચાર અર્ણવ ગોપ ગુણવંત.
નાગર નંદકુંવર ભગવાન, આશા પૂરણ પરમ નિધાન;
તૃષ્ણા ટાલણ બંધન મુક્ત, અનંત રૂપ હરિ દાતા ભુક્ત.
કલ્યાણ કેશવ વૃંદા છલિત, સર્વ શક્તિ કારણ અકલિત;
અમર રૂપ હરિ બાહ્ય ભીંતરી, સત્ય સ્વભાવ વદન વૈખરી.
ધન સ્વરૂપ પાપ ટાલણ, સર્વ સુરેશ્વર ઇશ સુર ભૂપાલણ;
બ્રહ્માંડેશ્વર નહીં બીજાબીજ, જગત પ્રાયે હરિ બીજ ભિન્ન.
સર્વોત્તમ હરિ સર્વ વદન, સર્વ રૂપ સર્વદા તન;
સર્વતોભદ્ર સર્વ દુઃખ હર, સર્વ અર્થ પ્રભુ ધરાધર.
મહા વિભુ આત્મભુ સનાતન, પૂર્ણ પુરૂષ પ્રત્યક્ષ ચૈતન્ય;
વેદાંત વેદ અનિત્ય અપાર, સ્વયં પ્રભુ ઉદાસીન સાર.
દુઃપ્રાપ તુરિય તમસ પર, કામ કુટસ્થ હરિ સર્વ હર;
મહા રૂદ્ર સર્વ ભયંકર, સર્વ ભૂત આનંદ શંકર.
વિશ્વ વ્રજ હરિ વિશ્વ મોચન, મહા ભય મૂળ હરિ પાવન;
સર્વ શક્તિ લીલાધર કામ, મનપતિ નિરૂપાધી રામ.
પુરૂષ ક્ષેત્ર પ્રકૃતિ પર, ત્રિધામ નાયક દુઃખ હર;
(એ) સાત શત નામે ગાયા ગોવિંદ, કર જોડી કહે પ્રેમાનંદ.
(૭૦૦)

---

### કડવું ૮ મું—રાગ ચાલતો

શર્ણ દાતા અશર્ણ શર્ણ, શીતલ સ્થળ તાપ હરણ;
સુજાતિ વિજાતિ સમ દષ્ટ, સ્વયં કર્તા સ્વયં સૃષ્ટ.

વર્જીત કામ ક્રોધ બ્રહ્મચારી, પુરૂષ વ્યંડલ સ્વયં નારી;
જગનાથ તાત ઝાતકાર, પ્રજા પોષણ વિશ્વાધાર.
અનંત જીત મહાજ્યોતિ પ્રકાશ,આનંદ બોધ અવિછિન્ન
શુક્લાંબર શુદ્ધ આચરણી, તીવ્ર બુદ્ધ તારક વૈતરણી.
કેશવ કરૂણા અર્ણવ હરિ, દ્વેષ રહિત દાયક વૈખરી;
પિત્ત ગાત્ર શુભ શ્રીવંત, કલ્યાણકારી કમળા કંત.
વેદ રૂપ યોગ આચાર્ય, મહા માંગલ્ય કર્તા શુભ કાર્ય;
નીદાન ગર્ભતણી કળાકરી, વર્જીત શક્તિ ખટ અક્ષરી.
શાંતિ ભૂષણ પૂરણ બ્યાધ, વિઘ્નહર ચીર અક્ષય સાધ;
ભુકત વસ્તુ અનાધ અનુતાર, મૌક્તિક વાદ ન દેહ ધાર.
મહા પદ પ્રભુ સ્તુતિ સાગર, મધ્ય ગોમય ઉમિયા વર;
રહિત કર્મ હરિ શૂન્ય નિવાસી, વિષ્ણું જીષ્ણું એક ઉદાસી.
મુક્તિદાયક હરિ દૂર નિકટ, પૂર્ણ રૂપ બ્યાપક ઘટ ઘટ;
અખીલ ઉદ્યમી આશા પૂર્ણ, પદ્મનાભજી પતીત ચૂર્ણ.
ઇશ્વર અક્ષય રહિત અવિલંબન,સ્થિર સ્થંભન બ્રહ્માંડ સ્થંભન;
વિશુદ્ધ આત્મા ચિંતામણિ, વિચિત્ર વિશ્વ ઇચ્છા આપની.
જ્યોતિ વાણી અતિ બ્રહ્મચારી, લોક લક્ષ બ્રહ્માંડના ધારી;
આત્મ પરમાત્મ ને ઉદાર, અણીમા, ગીરીમા બહુ વિસ્તાર.
સર્વાધીશ ઇશ પ્રભુ એક, ધર્મ પરમ રૂપ અનેક;
પાખંડ ખંડન નર્ક નિવારણ, જાણે સર્વ કલેવર કારણ.
(એ)આઠ શત નામે ગાયા ગોવિંદ, કર જોડીને કહે પ્રેમાનંદ.

(૮૦૦)

## કડવું ૯ મું—રાગ ચાલતો.

શ્રી નીધીવશ સરજી સૃષ્ટ, જગત બંધુ જગ દાતા પૃષ્ટ;
નહીં વાદી સર્વ સિદ્ધાર્થ, સર્વ મોક્ષ ધામ સમર્થ.
સર્વ દોષ વર્જીત સર્વ હીતા, બ્રહ્મા રૂદ્ર આધ બ્રહ્મ પિતા;
યજ્ઞ ફળ યજ્ઞ ભોવન, યજ્ઞ દાતા યજ્ઞ પાવન.
સાવિત્ર પ્રિય સાત્વિક કુળદેવ, અસુરાંતક વર્જીત અહમેવ;
અનંત કર્તા ત્રિલોક પાવન. સર્વ સરજ્યું ત્રિલોક મંડળ.
પળ પાણી હરિ સર્વ મંગળ, વીર બાહુ કોટી મહા બળ;
કુબેર કોટી લક્ષ્મીવાન, મહેશ કોટી શંભુ નિધાન.
તીર્થ કોટી પાવન શરીર, શંભુ કોટી ગુણ ગંભીર;
દુર્ગાકોટી શક્તિ પ્રકાશ, શત કોટી ભોગ વિલાસ.
નિઃશંક નર્કાંતક શ્રી હરિ, વિશ્વ રહેતા પાંતક અરી;
સૂર્ય સોમ ક્ષણ જગત છે તું, વિશ્વ ધૂર્ત ધર્મ રહેતું.
અદ્ભૂત ભોગવાન નિસંગ, અખીલ લોક અવવ અંગ;
પરમાર્થ તારણ ભવ જીવ, સ્તુતિ સદા ભદ્ર સદાશિવ.
સદા પ્રિય હરિ સદા શાંતિ, વેદ ગુહ્ય તેજ મહા ક્રાંતિ;
તું ભૂત ભવ્ય ભવ રૂપ, જગ ધારક તારક ભવ કૂપ.
શુદ્ધ સ્નેહ નિષ્ટા સાર, પદ શ્રી પરાયણ શ્રીહાર;
ધર્મ જીવન ધર્મ નંદન નર, બ્રહ્મ ગુરૂ કવિ શાસ્ત્ર કર.
આદિ કર્તા સ્વામી સર્વ સત્ય, સ્તુતિ સાગર ચરાચર ગત્ય;
યજ્ઞ મૂર્તિ વિધારાય, યજ્ઞ સિંધુ જગત ફળદાય.
હવ્ય ભવ્ય યજ્ઞ વાહન, વેદાત્મકારી વીર પાવન;
અતિ ઉગ્ર કોપેશ્વર, પતીત પાવન તુલસીધર.

વિશ્વ રક્ષક દત્ત મહા બળ, મુક્તિવંત ચિંતામણિ અચળ;
મનુ શ્રેષ્ટ હરિ સત્ય સેતુ, પ્રીતી પિતા પ્રથુ સર્વ હેતુ;
રત્ન ગર્ભ રક્ત નર, મહા વિદ્યા ધર્મ ધુરંધર.
જ્ઞાન જ્ઞાની નરપતિ નૃપ, કોટી કલ્પ કોટી કંદર્પ.
દેવેંદ્ર બ્રહ્માંડે વને ચરે, ત્રિતાપ હરે તેહ ખરે;
(એ) નવ શત ગાયા ગોવિંદ, કર જોડીને કહે પ્રેમાનંદ.

(નામ ૯૦૦)

## કડવું ૧૦ મું—રાગ ચાલતો.

શ્રી અસાધ્ય સાધક યશ નીધી, સર્વ ભૂત મનોહર વિધી;
વિશ્વ બાહુ હરિ અપરાજીત, કુશળે દીય જરા જરાતીત?
વાજપેય અગ્નિ સોમપાન, વ્રષેદ્રી? સુભટ ગતિ નિધાન;
કુટસ્થ શેષ દેવ સહસ્રાક્ષ, નિશ્ચળ નરોમાં સર્વ સાક્ષાત.
ગોપ ગોપેશ્વર ધેનુક અરી, સ્કંધ બાણ ભુજ મર્દન કરી;
કાલિંદ્રી કાંત યમુના ક્રીડન, ભક્ત અવિલંબન દુષ્ટ પીડન.
ચતુરાત્મા ચતુર વર્ણ, વિશ્વકેતુ જીત જરા ષર્ણ;
આદ્ય પુરૂષ વિશ્વ તૂમ તાત, વેદ વેત્તા હરિ વિશ્વખ્યાત.
બાંધ્યું શ્રી ધન ધ્યાન ધામ, રેવતી રમણ હળાયુધ રામ;
અનીરૂદ્ધ કામદેવ અનંગ, કામ રૂપના કામી અંગ.
મરિચી ભ્રગુ વહ્નિ વાય, નિશાનાથ કશ્યપ મધવાય;
અક્ષર રામ નારદ અર્જુન, ગુરૂ નાદ વાદ વચન.
ચિત્રરથ ને ગંધર્વાધિશ, સુચિ શ્રેષ્ટ આનંદ ઇશ;
સારંગધર સુદર્શન, ખગેંદ્ર રક્ષક સહસ્ર લોચન.

છંદ મેરૂમય રાગ વસંત, માતા પિતા અલભ્ય અનંત;
કામધેનુ મૃગેંદ્ર કેશરી, વૃષેશ્વ વર્ણેશ નગેશ હરિ.
વાર્ન્હ વરૂણ ગગન પવન, અક્ષર ધર્મસ્થ ભત્રન;
સાધુ સંત શ્રુતિ શિરોમણિ, ક્ષીતિપતિ ત્રિધામ ધણી.
અન્ય ધન્ય જન જીવેશ, વેદ ભેદ નાદ નવેશ;
વિઘ્ન વિનાશન શત્રુઘ્ન, અહંકાર જીત માયા મન.
વાસુકી ભ્રમણ નૃપ નરવર, શ્વેત કુરંગ કરૂણાકર;
(એ) સહસ્ર નામે ગાયા ગોવિંદ, કર જોડીને કહે પ્રેમાનંદ.
નામ પાઠ કરે મુનિ વ્યાસ, ભકત જનને કરવો અભ્યાસ;[1]
સહસ્ત્ર વેદ પુરાણ અઢાર, સહસ્ર નામ વિધા અનુસાર.
ઉમિયાને શિવે કહ્યું વિસ્તારી, જે ભણે સાંભળે નરનારી;
જન્મ જન્મતણાં પાતક ટળે, તે નર ભવમાં નહીં આફળે.
અપરાધ ક્ષમા કરો ગોવિંદ, કહે દાસ વિપ્ર પ્રેમાનંદ.

સંપૂર્ણ. (૧૦૦૦)

## કવિ રામકૃષ્ણ.

### ગજેંદ્ર મોક્ષ.[1]

---

### કડવું ૧ લું.

સ્વામી શ્રી ગુરૂ કરૂં પ્રણામ તો, શ્યામ સુંદરતણા ગુણ ગાઉં,
ગજને ઉગાર્યો ગોવિંદજીએ તો, ગ્રંથે ગુણ લહુ તે તણારે.

---

૧ છેલ્લી પાંચ કડીઓ વિ. સં. ૧૮૭૨ ચૈત્ર વદિ ૭ ની પ્રતમાં નથી પણ વિ. સં. ૧૮૮૪ પોષ વદિ ચોથ શનિવારની પ્રતમાં હોવાથી અહીં દાખલ કરી છે.

સ્વામી રે અષ્ટમ ખંડ કથાયે તો, બીજે અધ્યાયે અનુભવું,
પૂછે છે પરીક્ષિત રાય તો, શુકદેવ કહે કથા વર્ણવું.

ઢાળ.

પરીક્ષિત પૂછે શુકદેવને, મને માંડીને કહો આજ,
ગ્રાહ થકી મૂકાવીયો તે, ગોવિંદે ગજરાજ.
એ ગજેંદ્ર મોક્ષની કહો કથા, મને પ્રસન્ન હોય મુકુંદ;
ત્રિવિધી તાપ ને પાપ ખૂટે, છૂટે ભવના રે બંધ.
ક્ષીર સાગર વિષે ગિરિ, ત્રિકુટાચલ છે સાર;
સાગર મધ્યે સહુ દિશાએ, શોભા તણો નહીં પાર.
ના ના દ્રુમ વેલી લતાકુલી, પુષ્પ માળ ઉદ્યોત;
ઝરણાં ઝરે અતિ જળ સ્થળે, તેના થઈ રહ્યા બહુ ઘોર.
વહેણુ તણાં નીર ઉલટી, તેનું ધોવાયું છે મૂળ;
મૂળ ધોવાયું મરકતે, તેથી શિલા થઇ છે શુદ્ધ.

---

૧ આ કવિની છુટક કવિતા, બૃ. કા. ભ. દોહનના ઘણા ભાગોમાં છપાઈ ગઇ છે, પણ હજુ સુધી એક કાવ્ય પ્રસિદ્ધ થયું જાણવામાં નથી. કાવ્ય એટલું કરૂણારસિક છે કે નાંદોદ, ભરૂચ, ને અંકલેશ્વર તરફની ઘણી સ્ત્રીઓ અંતકાળ વખતે, માંદા માણસને ગાઇ સંભળાવી, તેને સંસારથી વિરક્ત રહેવાનો બોધ આપે છે. તેનું આઠમું કડવું, આવા રસથી ભરપૂર છે. કવિએ ગજના મુખે ઠીક વૈરાગ્ય કહેવડાવ્યો છે. ભાષા ઉપરથી આ કવિ બહુ જૂનો જણાતો નથી. વખતે દયારામનો સમકાલિન હશે.

ક્ષીર સાગર વિષે ગિરિ; ત્રિકુટાચલ છેઅગ્ર,
ત્રણ શિખર માટે એનું, નામ છે ત્રિકુટાચલ.

પશુ રે પંખી મૃગ વ્યાકુલ, ગ્રાહ ઘણા ગંભીર,
ટાંકાં તળાવ ને સર ઘણાં, ત્યાં નિર્મળ વહે છે નીર.
કર તાલ શબ્દ કરે અપ્સરા, અતિ કરે સુંદર ગાન;
તાલ વીણા મૃદંગ વાગે, તંબુરાનું તાન.
ઘુઘરી તણા ઘોર માહે, વસે નહીં બીજે મન;
સાંભળતાં સુખ ઉપજે, ત્યાં ચળે દેવનું મન.
સિદ્ધ કિન્નર વિદ્યા ભણતા, નિત્ય કરે અતિ સેવ;
કનક મણીની રેતી માંહે, નિત્ય રમતા દેવ.
તે સ્વર્ગ ભૂમિના વનમાહે, એક વન અતિ પાવન;
વનસ્પતિ નાના વિધ તણી, તેનું સંક્ષેપે કરૂં વર્ણન.

વલણ.

સંક્ષેપે વર્ણન કરૂં, મારી બુદ્ધ પહોચે નહીં;
શુકદેવ મુખ વાણી વદે, સ્તુતિ સાંભળો સન્મુખ રહી.

---

કડવું ૨ જું.

પાટલ ને પરિમળ બેહેકે, લેહેકે આંબાની ઓળ;
કોકીલા કલરવ કરે ને, પક્ષી કરે રે કલોલ.
બરાસ બદામ ને ફાલસાં, જાંબુ લીમ મુચકુંદ;
આંબા રાયણ આમલી, કદલી કેરા રે સ્તંભ.
ગુલર ગુંદી ને ગેંગટી, ટીંબરૂ ટપકે રે ફૂલ;

નાળીકેળ જળ જાંબુડા, ખારેક ને રે ખજૂર.
ફાલસ ફણુસ ફાળ્યા ઘણાં, ફોફળ કેરા રે છોડ;
દેવતરૂ ને ડમરો ભલો, દાડમ દ્રાખ અખોડ.
જાઇ જુઇનાં જુથ ઘણાં, વર્ણવું શું આ વાર;
મુચકુંદ મરવો ને મોગરો, એહેકે વન મોઝાર.
બીલી બીજોરાં બપોરીયાં, સાદડ શીમળા પાન;
કૃષ્ણાગર ને કર્મદાં, અગણિત એવાં નામ.
સીતાફળ ને શતાવરી, નારંગી છે નવ રંગ;
કમરખ કોઠી ને કેવડો, ખરખૂચ ને શેતૂર.
માલતી પીપળી પીપળો, આંબા ને વડ વૃક્ષ;
બામ બીયોને બાવચી, ચારોળીના છે વન.
એવું વન રે અવનવું, ગણુતાં ન આવે છેહ;
રામકૃષ્ણ વાણી મુખ વદે, સદા ફૂલ ફાળ્યાં તેહ.

---

## કડવું ૪ થું.

શુક યોગી મુખ વદે વચન, સાંભળ પરીક્ષિત રાજન;
પહેલું શૃંગ રૂપાનું સહી, સદા ચંદ્ર વસે છે તહીં.
બીજું રત્નતણું છે શૃંગ, તેની ઉપર બ્રહ્મ સદન;
ત્રીજું કાંચનનું તે લસે, તે ઉપર સુરજ વસે.
દશ જોજનનું છે સાર, પરંતુ શત જોજન વિસ્તાર;
જેણે કરી બ્રહ્મ ભોજનની ઘટા, તે દેખે ત્રિકુટાચલ છટા.
પશુ પંખી કોકીલ કુળ મળ્યું, જાણે દાતારે ધન રળ્યું;
વન પંખી વસે છે ક્રોડ, જળ પંખીના ઝાઝા સોર.

સોના કમળ જળમાં ઝગઝગે તળે રત્નની વેલુ તગે;
અમરફળ અમર મન ચળે, સોનાનાં કમળ ત્યાં પરિમળે.
[ત્યાં] એક ગ્રાહ પુરાતન વસે, પશુ પંખી પેસતાં ગ્રસે;
જન જાય તેના મુખે જેહ, કુશળ કયમે ના આવે તેહ.

વલણ.

કુશળ તે આવે નહીં, ગ્રાહ તેને તરત ગળે
રામકૃષ્ણ વાણી ઉચરે, તેનું સંકટ કોણ હરે.

---

## કડવું ૫ મું.

શુક યોગી વદે રે વચન, સાંભળ પરીક્ષિત રાજન
× × × × ×, એ ગિરી છે પાવન.
એટલે ઉષ્ણ કાળ આવીયો, સુરજ સૈન્યા કીરણ લાવીયો;
ગજ થયો વ્યાકુળ ઘણો ગરમ, સરોવર ચાલ્યો ઉદક કર્મ
ગજરાજ યુથમાં શોભે, ઐરાવત સરખો શોભે.

ઢાળ.

ઐરાવત સરખો શોભતો, ઓપતો રે અંગ;
અદ્દભૂત મ્હાલતો ચાલતો, મલપતો હસ્તણી સંગ.
વાંસ નેતર સાગ શીસમ, સાટોદરના દોર;
સુંઢમાં ઘાલીને ભાગતાં, થાય ઘણો ત્યાં સોર.
કમળવાસીની જળ વિષે જઈ, તેને કરતો શૂન્ય;
તાપે ગાત્ર તપી રહ્યાં, છોરૂને છાંટે છોળ.
પાય પીએ ને પરહરે, ઉરાડે ઉદકની છોળ,
આંભરણું ચપળ કર્ણનું, કૌતુક કરે રે કલ્લોલ.

વલણ.

શુકજી વાણી ઉચરે, અદ્દભૂત એ ભૂપતરે;
માયામાં જીવ મહાળી રહ્યો, ના જાણે દૈવની ગતરે.

---

કડવું ૬ ઠું.

હસ્તીણીઓના જુથમાં, આનંદ અંતઃકરણ;
એવામાં ગ્રાહે ગુંચવ્યા, ગજના ચારે ચર્ણ.
લપટ ઝપટ સુંઢ નાંખતો, મારતો કરી રીસ;
પગ ન મૂકે ગ્રાહ બળીયો, ગજવરે પાડી ચીસ.
એવામાં ગ્રાહે તાણીયો, ગજવર તેની પાર
અકળ બળ કરી ખેંચીયો, ગજને સમુદ્ર માંહ્ય.
કમળ જુથ ભેળણ થયાં, મસવળાયાં કુમુદ નીર;
જળચર બીચારાં બાપડાં, દો દિશ નાઠાં તીર.
બેહુ બળીયા સુભટ મળીયા, કોઈ ન આપે સાર;
એવી રીતે યુદ્ધ કરતાં, વહી ગયાં વર્ષ હજાર.
સાથી હાથીના નાસી ગયા રે, રહ્યો એકલો પંડ;
શોક ધરે સર્વ સુંદરી, મુખ દેખી કંથનું દીન.

વલણ.

કંથનું મુખ દીન દેખી, ભર્ત્તારનું દુઃખ કેમ સહેવાયરે;
રામકૃષ્ણ મુખ વાણી વદે, એનું ક્ષણમાં સંકટ જાય રે.

---

કડવું ૭ મું.

જીરે પરવશ દેખી કંથને, પામે હસ્તતી પરિતાપ;

ધીરજ મૂકી રે હસ્તણી, કરવા લાગી વિલાપ,
　　　　　　　ઘર ભાગ્યું ગજરાજજી.
મેં તો પૂછ્યું નથી કંઇ પ્રેમથી, કાચો સઘળો રે સાથ,
કુટુંબ ઢાંકણ મારા કંથજી, તમારી કોણ કરે અહીં વહાર.
　　　　　　　　　　　ઘર ભાગ્યું.
આ છૈયાં છોરાં તમતણાંરે, લાડ લડાવવા જોગ,
કોઇના નશીબે રે કંથજી, એમ કરતાં રહો રે આરોગ્ય.
　　　　　　　　　　　ઘર ભાગ્યું.
અમને વિધીએ ઘડયાં અબળા, દુઃખડાં સહેવા કાજ
આંસુડાં ઢાળું રે એટલી, ના ચાલે બળ ને પ્રાણ.
　　　　　　　　　　　ઘર ભાગ્યું.
મેં તો હાથ ગ્રહ્યો ગજરાજનો, કેશરી કરે રે જુહાર,
તમ વિના શૂનાં શીઆળવાં, ભસી કરે તુચ્છકાર.
　　　　　　　　　　　ઘર ભાગ્યું.
અમે કોની ઓથે જઇ બેસશું, રહીશું કોને શર્ણ,
તમ પહેલાં રે પ્રભુજી અમને, આપજો વહેલું મર્ણ.
　　　　　　　　　　　ઘર ભાગ્યું.

---

## કડવું ૮ મું.

જીરે હસ્તી કહે સુણો હસ્તણી, ભુંડી શાને રે રોય,
માયા છે જીવ ત્યાં સુધી, મુએ મળે નહીં કોય.
　　　　　　　　　મૂકોને આશા માહરી.

જેની અદલ પૂરી થઇ, તે તો ઉડીને જાય,
શોક ન કીજે સુંદરી, નિર્મ્યું હોય તે થાય.
મૂકોને આશા.

તીર્થ ઉપર થાય એકઠાં, ફરી મળે નહીં તેહ,
સ્વજન સમાગમ એમ મળે, જ્યાં જ્યાં ધરીએ દેહ.
મૂકોને આશા.

હસ્તી કહે સુણો હસ્તણી, નદી નાવ સંજોગ;
ફરી મળવું દુર્લભ ઘણું, જે થાય અહિં વિજોગ.
મૂકોને આશા.

જેવાં તે જળનાં બિંદુઓ, શમે ને ઉપજે અનેક,
જુઠી બાજી આ જગતની, હરિ અવિનાશી એક.
મૂકોને આશા.

ઝાંઝવાંનું જળ કારમું, દોડી મરવું રે ફોક,
સ્વપ્નાંતર સરખું જીવવું, એવો રે જૂઠો લોક.
મૂકોને આશા.

હસ્તી કહે સુણો હસ્તણી, સર્વ જાઓને ઘેર,
પોષો કુટુંબ પરિવારને, રામા રે રૂડી પેર.
મૂકોને આશા.

કુશળાં હશે જો છોકરાં, તો આવશે રૂડા દિન,
કોઈ દહાડો સુખ દેખશો, (માટે) તેનું કરજો રે જતન.
મૂકોને આશા.



## કડવું ૯ મું.

શીખામણ દેઈ સર્વને, વળાવ્યો હસ્તીણીનો સાથ,
ચોદિશ કોઈ દીઠું નહીં, મૂક્યો મન નિશ્વાસ.
સહસ્ત્ર સગાં ને સુંદરી, બેસી મંદિર રોય;
ગ્રાહ મુખે હું એકલો, મારૂં ન મળે રે કોય.
સહસ્ત્ર સગાં ને સુંદરી, હું બાંધતો તેની આશ;
મુજને અહીં મૂકી ગયાં, હું એકલો રહ્યો અનાથ.

### સોરઠા.[1]

એમ કહે ગજરાજ, દીનબંધુ દેખું નહીં;
તે તો મારી ભૂલ, વ્યાપક તુજને સૌ કહે.
પ્રભુજી ગરૂડારૂઢ, લક્ષ્મીવર વ્હારે ચઢો;
ત્રિગુણાતિત દીન દયાળ,–શાંતિ ગુણ તુજને ગમે.
જીરે ત્રિગુણ વિધાએ અનુસર્યો, થયો વિશ્વ પ્રકાશ;
તુજ વિના તુજને ન પામીએ, અનુભવે આધાર.
જેવી યોની અનુસર્યો, પડીયો ભવને કૂપ;
જીવપણું પ્રભુ ટાળીને, કરો આત્મ સ્વરૂપ.

### સોરઠા.

આહ આહ કરૂં હુંય, રે ત્રીભોવનના ધણી;
હરિ ભવ દુઃખ હરણ, સમર્થ હરિ હું દીન છું.

---

૧ એક વૃદ્ધ સ્ત્રી પાસે કહેવરાવીને ઉતારેલી પ્રતમાં આ સોરઠા નથી. (આ નકલ ખોવાઇ ગઇ છે) સોરઠા ક્ષેપક જણાય છે. તે જગાએ કડવું હતું. એમ યાદ છે.

આવ્યો તારે શર્ણ, પ્રભુ હું તો અજ્ઞાન છું;
પશુ પામર હું જીવ, આજ લગી નહિ ઓળખ્યા.
પડ્યો ગ્રાહની પાસ, ઉંચ નીચ તારે નથી;
નથી મુક્તિ ને બંધ, મગર થકી મૂકાવીએ.

કડવું ૧૦ મું.

જીરે શુકજી વાણી ઉચરે, સાંભળો પરીક્ષિત રાજન;
સ્તુતિ સાંભળી ગજરાજની, પ્રભુ થયા રે પ્રસન્ન.
યોગ નિદ્રામાંથી જાગીયા, છે વિહ્વલ અતિ લોચન;
સાધુ પીડાય છે માહરો, કેમ કરૂં રે શયન.
ગરૂડતણી ગતી કેટલી, ક્ષણું બેસતાં થાય;
ચક્ર સુદર્શન કર ધરી, દોડ્યા અરવણુ પાય.
ગજની તે વહારે વિઠ્ઠલો, હરિ વેગે રે ધાય;
પેચ સંભાળે નહીં રે પ્રભુ, વૈકુંઠ કેરો રે રાય.
પિતાંબરની પલવટે, લુછ્યા મુકુટ ને કેશ;
ગજ ગયો વેદના વિસરી, દેખી પ્રભુનો વેશ.
સૂંઢ સાહી શ્રી હરિ, ગજ કહાડ્યો છે બહાર;
તે પુઠેથી ગ્રાહ નીકળ્યો, પગ ઝાલ્યા છે ચાર.
ચક્ર સુદર્શન કર ધરી, છોડ્યા ગજનારે પાય;
સહસ્ર વરસ સંકટ સહ્યું, અતિ દુર્બળ દેહ.[1]

---

૧ કવિની બીજી કવિતા ઉપરથી જણાય છે, કે તે પ્રાસ વગરની કવિતા રચતો ન હતો. અંહીં જે વારંવાર પ્રાસ તૂટે છે તેનું કારણ, લખાવનાર સ્ત્રીની કહેવાની અશુદ્ધતાને લીધે જ છે. લખેલી પ્રત મળી હોત તો આવું બનત નહિ. તે મળશે તો આગળ ઉપર બીજી આવૃત્તિ વખતે સુધારો કરવામાં આવશે.

## વલણ.

થર થર હાથી ધ્રુજતો, તેના ધરીયા કેશ રે;
+ + + + હરિને ચર્ણે નમ્યો રે.

## કડવું ૧૧ મું.

શુકજી કહે સુણ મહારાજ જી, શર્ણાગતની હરિને લાજ જી;
ગોવિંદે ટાળ્યું તે ગજનું દુઃખ જી,મસ્તક ફેરવ્યો હરિએ હાથ જી.

## ઢાળ.

મસ્તક હરિએ હાથ ફેરવ્યો, પિતાંબરે લોહ્યાં અંગ;
નવ પલ્લવ દેહ થઇ ગજની, પલટાઈ ગયો છે રંગ.
હાથ ચઢીયો ને હસ્તી ટળીયો, થયો ચતુર્ભુજ રૂપ;
બાજૂબંધ ને હાર કુંડળ, પિત્ત વસ્ત્ર અમૂલ્ય.
દેવનાં દુંદુભી વાગીયાં ને, પુષ્પની થઈ વૃષ્ટ;
વિમાને બેસી સ્વર્ગે ગયો, એ ગરૂડગામીની પક્ષ.
હુહુ નામે ગાંધર્વ મોટો, સ્વર્ગમાં રહેતો એહ;
વિનોદ કરતો જળ વિષે, સહાય દેવ ઋષિની પક્ષ.
એક સમે ઋષિ અગસ્ત આવ્યા,ઉઠી બેઠો ન થયો એહ;
તે મુનિએ શાપ દીધો, પામ્યો પશુની દેહ.
મુનિને શાપે અવતર્યો, જળમાં રહ્યો બહુ દિન;
તેના સાહી હાથ હરિએ, મોકલીયું સુદર્શન.
ભક્તિ મુક્તિમાં ભાવ રાખો, ભાવ ધરો ભરપૂર;
અંત સમે વૈકુંઠ વસશો, નથી પંથ એ દૂર.
એક પલક મૃત્યુને કારણે રે, આ બાંધ્યા છે નિર્બંધ;
શુકદેવ વાણી ઉચરે, એ કર્તા શ્રી ગોવિંદ,



રાસલીલા

પૃષ્ઠ ૨૭

વલણ.

એ ગજેંદ્રમોક્ષની કહી કથા સાંભળે જે સંપૂર્ણ રે;
શાખે ભણે ને અનુભવે, અવતાર તેનો ધન્ય રે.

---

# કવિ પુરુષોત્તમ.

## શ્રી કૃષ્ણની રાસ લીલા.

પદ.

સાંભળને સજની રે, વ્રજની વાતલડી;
ઉત્તમ અજવાળી રે, શરદની રાતલડી.
આકાશે ઊદીયો[1] રે, શશીયર[2] સોલ કળા;
મહા રાતે મહા વન રે, આનંદ ઓઘ[3] વળ્યા.
જગજીવન ઊભા રે, જઇ જમના તીરે;
વહાલો વેણુ વગાડે રે, મુખ મધુરી રીતે.
મોરલીમાં મીઠી રે, મોહન વેત્ર પડી;
ત્રીભુવન મુર્છના રે, તેરે અવાજ સુણી.
પાતાળે પન્નગ[4] રે, મોહી સહુ નાગરાણી;
છત્રીશે રાગે રે, મોહી સર્વ રાગણી.
ઈંદ્રાદિક મોહ્યા રે, ઇંદ્ર ને ઈંદ્રાણી;
બ્રહ્મલોક મોહ્યા રે, બ્રહ્મા ને બ્રહ્માણી.
ઇશ્વર ને મોહ્યાં રે, ઉમિયા મહારાણી;

---

૧ ઉગ્યો. ૨ ચંદ્રમા. ૩ ઢગલા, ઘણો. ૪ નાગ.

રહેતાં જળ થંભ્યાં રે, જમનાનાં પાણી.
તપસ્યાથી ચુક્યા રે, મુનિવર ધ્યાન જતી;
ફળ ફૂલે ફુલી રે, વન વન વનસ્પતિ.
હાલ્યા ડુંગરીયા રે, અષ્ટકુળ[1] તેજ ઘડી;
શેષ સજ્યા સુધી રે, મોહનવેલ પડી.
જે જેમ તે તેમ રે, ચિત્રામણ લખીયાં;
થીર થાવર થંભ્યાં રે, દુખીયાં થયાં સુખીયાં.
સમુદ્રની વેલુ[2] રે, વારે વારે રહી વેહેતી;
ઠારે ઠાર ઠરીયા રે, સુધ બુધ નવ રેહેતી.
સુર નર લેહ લાગી રે, પવન રહ્યો મોહીને,
આકાશે ઊડગણ[3] રે, ચંદ્ર રહ્યો જોઇને.
સુર લોકે સૂરજ રે, થંભ્યા રથ ઝાલી;
ઘેર ઘેરથી ગોપી રે, તે સર્વ ત્યાં ચાલી.
તનુ[4] નેહ વાધ્યો રે, વનીતા થઇ ઘેલી;
ચતુરા વન ચાલી રે, એક એકપે વેહેલી.
ઘરબાર તજ્યાં ઘર રે, પીયુને પરહરીયા;
માબાપ સ્વજન સુત રે, તજ્યાં સર્વ સાસરીયાં.
મૂક્યાં મંદિરીયાં રે, બાળકને રોતાં;
પંથે પરવરીયાં રે, વૃંદાવન જોતાં.
શરીરે સુધ ભૂલી રે, સીંદુર નેણ ભર્યાં;
કાજલ શીર સેંથો રે, નેપૂર શ્રવણે ધર્યાં.
પાયે કાંકણ પેહેર્યાં રે, ઘુઘરા હાથે છે,

---

૧ આઠ પર્વત. ૨ રેતી. ૩ તારામંડળ. ૪ શરીર.

અંગુઠી નાકે રે, નથ આંગળીએ છે;
બાજૂબંધ કેડે રે, ઝુમણાં માથે છે,
કોઇ ગોરી શરીરે, રે કોઇ મુખ શાંમળે છે.
અવળા વેશ ધરીયા રે, કોઈ ચંચળ નારી,
અવળાં ચીર ઓઢયાં રે. અબળા શણગારી;
ચોળીને સાટે રે, ચુંદડી બાંધે છે,
કોઈની કસ તુટી રે, કોઇ કસ સાંધે છે.
એવી વાકુળ વાનતા રે, જઇ વનમાં પોંચી,
એક એકની વાંસે રે, જાય ચર્ણો જોતી;
પ્રણામ કર્યો જઇને રે, પ્રભુજીને પાય,
તવ મુખ્ય થકી બોલ્યારે, ચૌદ ભુવન રાય.
આવી રીતે આવ્યાંરે, સુંદરી શા કામે,
ફેરો શીદ બાધો રે, મહા વનમાં તમે;
અથડાતાં આવ્યાં રે, સૂનું મંદિર મૂકી,
ઘરનો ધંધો રે, કામ ને કાજ ચૂકી.
અગરણનું પગરણુ રે, શાને આચરીયું,
શ્રુતીએ વાર્યું રે, તે તમે શું કરીયું;
એવા ઢંગ નહીં સારા રે, વણુસ્યાની વાતો,
પીયુને કેમ તજ્યા રે, અનર્થ કીધું આતો.
પીયુનું મુખ જોતાં રે, પતિવૃતા થઈએ,
સ્વામીને સેવો રે, પર ઘેર નવ જઇએ;
એમાં લાંછન લાગે રે, તમને કહું સાચું,
તેમને પૂછયા વિનાનું રે, કામ કરવું કાચું.

લંપટનાં લક્ષણ રે, એવડાં ના કરીએ,
અમમા શું મોહ્યાં રે, જાઓ ને મંદિરીએ;
જાઓ જાઓ જાઓને રે, જાઓ પાછાં વળીને,
શું કરવા આવ્યાં રે, સહુ ટોળે મળીને.
એવાં વચન સુણીને રે, વનીતા વાણી વદે,
કેહેવું ને સુણાવું રે, કામિની કઠણ શકે;
તમે સબળ દેખાડયો રે, મારગ ધર્મ તણો,
નહીં વાંક તમારો રે, અમારા કર્મ તણો.
મધ્ય રાતે આવ્યાં રે, તમને મળવાને,
જાણજો નથી આવ્યાં રે, પાછાં વળવાને;
પાછાં વળી જાતાં રે, વિખડાં ખાઇ મરીએ,
તમે એ શું બોલ્યા રે, ઘેલા ગિરધારી,
અમે પૂર્વ જન્મની રે, નારીઓ તમારી.
અબળાને કાજે રે, કૃષ્ણ અવતાર ધર્યો,
વણ મોતે મરવું રે, અમને શીદ કરો;
આશાનાં ભરીયાં રે, ઉલટ આણીને,
અમે સર્વસ્વ તજ્યાં રે, તમને જાણીને.
તરછોડી નાંખો રે, તે તમને ન ઘટે,
જેનાં જે લક્ષણ રે, મટાડયાં નવ મટે;
અપલક્ષણ અમમાંરે, કાનડ[1] નથી કશાં,
(એવાં) વેણ વીનતાનાં રે, પ્રભુજીને મન વસ્યાં.
વળતાં મુખ બોલ્યા રે, વિઠ્ઠલ વનમાળી,
હું તો ભાવ જોઉછું રે, તમારો વ્રજનારી;

આજ રાસ રમાડું રે, તમને રંગ માંહે,
તમે ઉલટ આણો રે, અબળા અંગ માંહે.
એક રચ્યો અખાડોરે, સજ થયા પોતે.
અંગે આભ્રણ પેહેર્યાંરે, સુંદરી સહુ જોતે;
પિતાંબર પલવટ રે, પ્રીતે વાળી છે,
સરોજ[2] સરીખી રે, આંખ અણીઆળી છે.
કૌસ્તુભ મણિ કંઠેરે, કુંડળ કાને છે,
ભલું ભાળેઉ[3] તિલક રે, છબી બીંને વાંને છે;
બાજુબંધ બેરખારે, ઉર વનમાળા છે,
ચર્ણે નેપુર ધુનરે, છેલ છોગાળા છે.
રવિ[4] કોટી કળાની રે, ચૌદ ભુવનનો ધણી,
સુંદરીની સનમુખ રે, ઉભા શ્યામ ધણી;
ચાર ચોક છત્રી ચોક રે, એ ચોક રૂપ ધર્યાં,
ઇચ્છાએ ઉપન્યાંરે, સહુ સરખાં કર્યાં.
રૂપ રૂપના રૂપ છો રે, કંદર્પ[3] કોટી કળા,
એક એકપે ઓપે રે, નટવર નાનડીયા;
એક એક કૃષ્ણનેરે, એક એક ગોપી છે,
લજ્જા મર્જાદા રે, ત્યાં કાંઇ લોપી છે.
બાહે બાંહ ઝાલીરે, વળગ્યાં બેલડીએ,
નાટયા રંગ માંડયોરે, મળી સહુ સાહેલડીએ;
શિર મુકુટ ધર્યો છે રે, તે સોનેરી છે,
મધુ મોર ચંદ્રિકા રે, ભરત જરકોરી[2] છે.

---

૧ કૃષ્ણ, ૨ કમળ ૩ કપાળે. ૪ સુર્ય.

પાયે વીંછિવા વાગે રે, ઝાંઝર ઝમકે છે,
ગોફણીએ ઘુઘરી રે, ઘમઘમ ઘમકે છે;
કર કાંકણુ ચુડી રે, કાને ત્રોટી છે,
મુખ શોભા સોહીએ રે, શશીયર કોટી છે;
લીલાંબર અંબર રે, ચણીયા ચોળી છે,
નવરંગી ચુંદડી રે, રંગમાં બોળી છે.
એક હાર ગળામાંરે, નવસેર લેહેકે છે,
અંગે કસ્તુરી રે, અર્ગજા બેહેકે છે;
રૂમઝુમ રૂમઝુમરે, નાચે નરનારી,
આ ઠુમ ઠુમ ઠુમરે, પડછંદા ભારી.
આલિંગન લે છે રે, સ્યામા મદમાતી,
આનંદની ચુમકી રે, મુખપર થઇ રાતી;
રજની કીધી છેરે, ત્યાં ખટ માસ તણી,
અમરને જોવા રે, મનમાં હામ ઘણી.
બ્રહ્મા ઇંદ્રાદિક રે, સહુ આવ્યા ધાઇને,
જોવાને કાજે રે, રહ્યા છે મુર્છાઇને;
કોઈ કળાની રે, રમત વાયુ ચડી,
રસનાએ નાવે રે, કેટલીક વિસ્તારી.
દીશે બહુ લાલી રે, રંગ ગુલાબ તણી,
આ ઝગ ઝગ ઝગકે રે, હીરા રત્ન મણિ;
અંતરીક્ષથી સુરનર રે, જય જય શબ્દ કરે,
નાના વીધ પુષ્પેરે, વધાવે પૂર્ણ સ્નેહે.

---

૧ કામદેવ. ૨ કસબી.




રાધિકાજીનું રૂસણું

પૃષ્ઠ ૩૩

વિધ વિધની ભાતેરે, બહુ રમીયાં રંગે,
સમુદ્રની ધારા રે, રચતી જ રતી અંગે;
અબળાની આશા રે, પૂરણ થઇ મનની,
પૂર્ણ સુખ લીધાંરે, દાઝ ટળી તનની.
ધન્ય ધન્ય એ લીલા રે, ધન્ય એ રાતલડી,
ધન્ય ધન્ય એ ભૂમિ રે. ધન્ય ધન્ય ભાતલડી;
ધન્ય એ ત્રટ જમનાં રે, ધન્ય એ કદમ લતા,
ધન્ય ધન્ય પુરુષોત્તમરે, પ્રીતે થયા છતા.
શામળીયા સાથે રે, જેને સ્નેહ ઘણો,
તેને જાણવા વાળો રે, જન પોતા તણો;
પુરુષોત્તમ પ્રેમેરે, રાસ તો ગાય છે,
પ્રભુને ભજતાં રે, વૈકુંઠે જવાય છે.

---

# કવિ રણછોડ કૃત.

## રાધિકાજીનાં રૂસણાં.

### પદ ૧ લું—રાગ સવૈયાની ચાલ.

એક સમે ભ્રખુભામની મંદિર, પ્રભુજી પ્રીતે પધારીયા,
રાધિકાની સંગે રમવા, અંગે રંગ વધારીયા;
આવ્યા આસન બેસવા હરિ, બેસાડયા આદર કરી,
સામાં તે બેઠાં સુંદરી એને, નિર્ખવા નયણાં ભરી. ૧
સામા સામી દષ્ટિ માંડી, છાંડી કોઈ નવ શકે,
છબીલાની છબી જોઇ, છબીલીજી પ્રેમે છકે;

સુદ્ધ રહી નહીં શરીરની (અને,) દેવ ચક્ષુઆં બેહુ જાણ્યાં,
એક એકને રૂપે રૂડાં, ડહાપણમાં ડાહ્યાં ઘણાં.
ચૌદ લોકનો નાથ સ્હામો, હાથ જોડીને રહ્યો,
પૂર્ણ બ્રહ્મ અખંડ અદ્વૈત, વનીતાને વશ થયો;
મોહ પામી રાધિકાજી, સુંદર મુખડું જોઇને,
ત્રણ દિવસ એમ વહી ગયા, પછે રહ્યું છે મન મોહીને.
ત્રણે દિવસ એક આસને, બેહુ એક દષ્ટે જોઈ રહ્યાં,
સજવા શણગાર શ્યામીનીજી, સખીને મેહેલે ગયાં;
મન વાળ્યું મોહનજીએ, ભાવે ભાળ્યું ઘર ભણી;
દષ્ટિ ચુકી ચાલીયા રણછોડ, ગુણ તેના ગાય ગુણી.

## પદ ૨ જું.

ઘેર આવ્યારે ગોપાળજી, આવી આંગણીએ ઉભા રહ્યા,
માત જશોદાએ પૂછીયું જે, કુંવર મારા ક્યહાં ગયા;
ક્યહાં રહ્યાતા કુંવર મારા, સાચું કહો મુજને સહી,
તમારા દર્શન વિના, પુત્ર હું ઘણું વ્યાકુળ થઇ.
આંખથી અળગા થાઓ છો ને, જાઓ છો જીવન બારણે,
કળ પડે નહીં જેયા વિના, વહાલા જાઉં તારે વારણે;
વેણુ મધુરાં મીઠડાં ત્યાંહાં, હેત કરી બોલ્યા હરિ,
હું ગયો તો ગૌ શોધવા, તે આવ્યો વ્રજ ફરી ફરી.
ઘેન ઘોળી કુંજ બહોળી, ખલક ખોળી હું વળ્યો,
માત જશોદાએ પૂછીયું, તે મનનો અંતર ટળ્યો;
વહાલ ઉપન્યું લાલ સાથે, મંદિરમાં લઇ ચાલીયાં,
ભાત ભાતનાં ભાવે ભોજન, અધિક અધિક સર્વ આપીયાં.

દધી માંખણુ ને શર્કરા, પકવાન પીરસ્યાં પ્રીતશું,
ઇચ્છાએ આરોગી ઉઠયા, રંગ રસીયો રીતશું;
થયા તતબર વન વાહાલો, ગયા ગૌધેન ચારવા,
દાસ રણુછોડ ચર્ણું સેવક, તેહનું કારજ સારવા.

પદ ૩ જું

સજી શણુગાર શ્યામીનીજી, સખી પાસે આવીયાં,
ભાતનાં ભાતનાં અંગે આભ્રણુ, બનક બહુ બનાવીયાં;
પોતાની સખીને પૂછીયું જે, છબીલોજી કયહાં છપ્યા,
સાચું કહેને સહીયર મારી, શી જુકતે જીવન જપ્યા.
સખી કહે બાઈ સાંભળો, કાંઇ શ્યામળાને સાંભર્યું,
ઇહાંથી ચુપે ગયા, શૂં શૂં જાણે હૈયે ધર્યું;
નાથજી નથી વેગળા અને, રૂપ મહા એહનું રંગીએ,
દૃષ્ટિ ભેદ કર્યો નથી, શ્યામા તમારે સંગીએ.
શ્યામા કહે સુણુ સહીયર મારી, પ્રભુ પાસે પરવરો,
અરજ અમારી આધિનતાએ, કર જોડી જઇને કરો;
જેમ રીઝે રંગ રસીયો, તમો તેમ મન મનાવજો,
પાયે લાગી પ્રીતશું ઇહાં, લગી તેડી લાવજો.
શીખામણુ દીધી સર્વ સુધી, સખી મંદિર મોકલી,
જઇ જશોદાને પૂછીયું, કરી વાત ભાવે તે ભલી;
પ્રીતે લાગી પૂછવા કહો, બાઇ હરજી ક્યાંહાં હશે,
ગયો ગૌધેન ચારવા, રણુછોડને રૂદે આવશે.

પદ ૪ થું.

સખી કહે બાઇ સાંભળો તમો, એ અઘટતું આચરો,

વાહાલાને વન મોકલો છો, એ કારજ શાને કરો;
જેને તે પ્રીતે પૂજીએ ત્હેને, નિત્ય વનમાં મોકલો,
પુત્ર જાણી પ્રેમદા તમો, ભાવ રાખો છો ભલો.
સ્વાર્થે સૂઝે નહીં, અતિ લોભ તે પાપનું મૂળ છે,
નવ નિદ્ધ અષ્ટમાં સિદ્ધ દ્વારે, વળી ઉત્તમ કુળ છે;
માટે વિવેક વિચારીએ. એ રાંક ઘેર રત્ન છે,
અજાણ્યું જાણે નહીં પણ, જાણે તેને જત્ન છે,
વિશ્વંભર છે વિશ્વ કરતા, વિશ્વ વ્યાપક છે વળી,
અજ ઈંદ્રાદિક શિવ સનકાદિક, કોઇ નવ જાયે કળી;
જાગ જગન જપ તપ (દુર્લભ) મન,
અગમ નિગમની ગત નવ પડે.
તેહ હરિ તાહારે બારણે, મહા રાંક થઇને રડવડે.
શરીર સુંદર લલીત લાવણ્ય, અધુરાં મધુરાં વચન છે,
ત્રિભોવનનો રટણ રસીયો, તે તમારો તન છે;
શીખામણ દેઇ સખી ચાલી, એ રસ ચુપે ચાખજો,
રણછોડના સ્વામીની સેવા, રૂદીયા માંહે રાખજો.

### પદ ૫ મું.

સ્યામની શોધ લેઇને સખી, આવી સ્યામાજી કને,
આવીને તે એમ ઉચરી, મહારાજ ગયા છે મહા વને;
તે ઘડી તતખેવમાં, મહીની મટુકી શિર ધરી,
શણગાર સોહોતી સુંદરી, મહાવન દિશાએ પરવરી.
એક પંથને કારજ બીજું, કો ન સમજે ભેદમાં,
પ્રીતનો પ્રપંચ એહવો, તે નથી કાંય વેદમાં;
મહાવન પોહોતી માનિની, પછે વહાલો વ્રજ દિશા વળ્યા,
અદલા તે બદલી શેરડીએ, સ્યામ સ્હામા નવ મળ્યા.

આવી તે વનના ચોકમાં, વન ગોતતી ગજ ગામિની,
મુખડે તે મહીડું વેચતી, દઢ માળ મોહન નામની;
શેરીએ શેરીએ સાદ ફેરી, હેરી સર્વ કુંચી ગલી,
કુંજ કુંજ ને વૃક્ષ શાખા, પાંત[1] પુષ્પ કળી કળી.
જગજીવન જડીયા નહીં, ભામિની ચાલી ઘર ભણી,
આલોચ[2] કરતી એકલી, તન અંગ આતુરતા ઘણી;
તેથી વિશેષે અધિક આકુલ, વાહાલાનું ચિત્તડું વળી,
નીજ ઘેન ચારી આવીયા, રણછોડને ઘેર રંગ રળી.

પદ ૬ ઠું.

વનમાંથી આવ્યા વાહાલો, મનમાંહાં વ્યાકુલ થતા,
પોતાની સખીને પૂછીયું, મુંને કેહેને સાચી વારતા;
રાધિકા પાસેથી કોઇ, આપણે ઘેર આવીયું,
સાચું કેહેને તેની સાથે, કાંયક મુજને કહાવીયું.
સખા કહે તમે સાંભળો, મહારાજ માહરી વિનતી,
રાધિકાની અંગના ઘેર, આપણે આવી હુતી;
જે કાંઇ થઇ તી વારતા, તે માંડીને સર્વ કહી,
શ્યામ શ્રવણે સુણતાં, ધીરજ મનમાં નવ રહી.
શ્યામ કહે સુણ કિંકરી તું, પાછી જાને એહ ભણી,
મનાવીને વાત કરજે, જેમ રીઝ પડે ઘણી;
સાંભળીને સખી ચાલી, આનંદ ધરતી અંગમાં,
રાધિકાને મંદિર આવી, રસશું બોલી રંગમાં.
કહો સુહાસણ શ્યામિનીજી, કુણ કામે નિસરી,

---

૧ પાંદડાં, પાનાં. ૨ જોતી.

હવડાં ગયાં મહી વેચવા, એમ માત મુખથી ઉચરી;
વચન સુણીને દાઝ લાગી, સોહાવે નહી સુખથી,
રણછોડના સ્વામીની દાસી, મર્મ બોલી મુખથી.

પદ ૭ મું.

સખી કહે તમો સાંભળો, મારી વિનતી સુરતે સહી,
રંગ ભીની રાધિકાને, મહી વેચવાને મોકલો નહીં;
લક્ષમાં તો લેહેતાં નથી, શું લાલચમાં લોભાઓ છો,
જ્ઞાન તમારૂં કયહાં ગયું, શું ધણું ધણાને ધાઓ છે.
સુર નરનૂં સાર સર્વે, રાજ કેરા રંગની,
કુંવરી કુળ દિપક છે, અર્ધાંગ એના અંગની;
ચંદ્રવદની માન મર્દની, અને રૂપ રૂપનું રૂપ છે,
એના ગુણને ગાય નિર્ગુણ, ચૌદ લોકનો ભૂપ છે.
મૃગાનયણી હંસ હેલી, ગજ ગતી ચાલે ચાલતી,
કેસરી લંક કપોત કંઠ, મનમાંહે ઘણું માહાલતી;
કોકીલાના સ્વર સરખા, મધુરી વાણી ઉચરે,
વેણી ફેણ કપોલ લોલે, ભ્રકુટી ભમરી ફરે.
સહુકોની શોભા લેઇને, એક નાર નીર્માં વિરંચીએ,
પરિબ્રહ્મને પેસ કરવા, સાર વસ્તુને સંચી એઃ
એટલે આવી રાધિકા, જઈ કહ્યું સખીને સાનમાં,
રણછોડના સ્વામીને કહેજો, આવે મોહન માનમાં.

પદ ૮ મું.

સખી તહાંથી સંચરી, હરિ પાસે આવી હેતમાં,
જે હતી તે કહી સર્વે, શ્યામને સંક્ષેપમાં;

વેગે વેહેલા જાઓ વાહાલા, પ્યારી પાસે પરવરો,
વ્રજનો શણુગાર લઇને, કોડ તેના પૂરણુ કરો.
જેમ રીઝે રાધિકા, તમો તેમ મન મનાવજો,
અધિક આતુર અબળા, તેહની આશ પૂરી આવજો;
વચન સુણી સાહેલડીનાં, સજ્યા શણુગાર સ્યામળે,
માનિનીનૂં મન હરવા, ધર્યાં આભ્રણુ આંબળે.
પેહેર્યાં પીતાંબર મુકુટ ધરીયા, પાવડીએ પોતે ચઢયા,
નખ શિખનો શણુગાર સર્વે, હાર હીમ હીરે જડયા;
વાળી પલવટ લક્ષણુ લલવટ, મોંએ સોહાવે મોરલી,
લાલ રંગીત લાલજીએ, જેષ્ટિકા કરમાં ઝલી.[1]
એકાએકી વ્રજ વિવેકી, રાધિકા પાસે ગયા,
આવી એહેને આંગણે, અલબેલોજી ઉભા રહ્યા;
સાન કરી વાહાલો સંચર્યા, અને કુંજ સદન આવ્યા વળી,
રણુછોડના સ્વામીની સંગે, રાધિકાજી હેતે હળી.

## પદ ૯ મું.

હળી હેતે મળી મનશું, રમત માંડી રંગમાં,
નાના વિધના વિનોદ કરતાં, આનંદ વાધ્યો અંગમાં;
એક એકને આલિંગન ચુંબન, અધિક અધિક આદર્યું,
જે વેળે જે જોઇએ તે, વેળે ત્યાં તેહેવું કર્યું,
રંગ વેણુ વાતો મદન માતો, માતો ખેલ મચાવીયો,
રસિક સ્યામા સુંદરીએ, થનક થનક નચાવીયો;
જેમ હુંસ હુતી હૈયામાંહે, તેમ તેહને હુલાવીયો,
અંગો અંગ સેર્ઝ ઉપર, જત્ન કરી ઝુલાવીયો.

---

૧ ઝાલી.

ચડયાં સાગર શર પુરે, લાલચ છાંડીને લડી,
કામ બાણે કટારીએ, ભીરૂએ ભીરૂ થઈ ભડી;
રમતાં રમતાં રંગ વાધ્યો, સામ સાંહાંમાં સુંદરી,
ફરતાં ફરતાં ફુંદડી, અતિ હેતમાં હસીયા હરિ;
એક મુકુટમાં માનિની તે, પ્યારીની દષ્ટે પડી,
પોતાનું પ્રતિબિંબ દેખી, રીસ ચિત્ત માંહે ચડી.
એ કોણ વળી નાર દીસે, મુકુટમાંહે મહાલતી,
પટક પટકી દેહ કહે, રણછોડ ચતુરા ચાલતી.

## પદ ૧૦ મું.

રીસાઈને ચાલ્યાં રાધા, ક્રોધ ભરી એ કામિની,
વાહાલશું વિરોધ માંડયો, સંગ ન બેઠી સ્યામિની;
દ્વેપ વાધ્યો દશ ઘણો, લવલેશ વળગ્યું નવ રહ્યું ?
જીવતાં જોઉં નહીં એમ, પોતાને મુખથી કહ્યું.
વેરીપણું મનમાં વસ્યું, અને ન ધસ્યું હૈડું હરિ ભણી,
ભવિષ્ય ભજીયું તત્વ તજીયું, આત્માને અવગુણે;
શોકય લેઈ બેઠી સ્યામા, દોષ દેઈ દયાળને,
તજ્યાં આભ્રણ અંગથી હવે, શી ગરજ ગોવાળને.
રાધિકાની રીસ જાણી, સ્યામળો શૂનો થયો,
માનિનીનૂં મુખ જોવા, મોહ ઘણો મનમાં રહ્યો;
જાણે વીછોડે વરસ એ ત્યાં, કો કાળે મળવૂં હશે,
જંપ નથી જોયા વિના, હવે સખીને કેહેવું થશે.
એહેનૂં મુખ જોયા વિના, માહરે અન્ન જળની આખડીં,
સખીને કહે શોધી લાવો, પ્રીતશું પાયે પડી;

સખી તાંહાંથી સંચરી, ગઈ શ્યામજી પાસે સહી;
રણછોડના સ્વામીની વાતો, કળે કળે સર્વે કહી.

### પદ ૧૧ મું.

સખી કહે બાઈ સાંભળો, રાઢ વિના શું રૂસણું,
ચાંક વિના શો વિરોધ ઘેહેલી, છે તુંને ડહાપણ ઘણું;
ત્રિભોવનનું તત્વ તારૂણી, તે તૂંને ભાવે ભજે,
રાધા રાધી રટે રસિયો, તનક મનથી નવ તજે,
તેહેને તજીએ નહીં નારી, ઘેલાં થઇએ એને ગુણે,
મેલ આંટી ઉઠ આંહાંથી, હીંડ અબળા હરિ ભણી.
ઓળખી આદર કરે તું; મન માંહે મર્મશું,
ભાગ્ય તાહારૂં ભામિની જે, પ્રીત પૂરણ બ્રહ્મશું;
રાખીએ રસ રૂસણું જે, રહે માટને[1] રહે [2]મહી,
ઝાઝું તાણે તૂટશે વળી, કહેશે તે કહ્યું નહીં.
અવધ વાધો અનાથ અબળા, પ્રેમ નાથે નાથીયો,
તાહારી પ્રેમ અગાડી એ, પડયો મદગળ હાથીયો;
અકળ કળીયો જીત જીતો, સકળ રે તૂં સુંદરી,
મનાવાને હું મોકલી છું, રાઢ મૂકી દે પરી.
ભુંડી ભાંર જ રાખીએ, ન છેક હળુઆં નવ થઇએ,
રણછોડના સ્વામીને મળવા, ચાલ આપણ ચુપે જઇએ;

### પદ ૧૨ મું.

અમો એહને પાલવ બાંધ્યાં, અનેકધા એથી નવ ડર્યાં,
સખીનાં વચન સાંભળી, બોલ્યાં રાધા રોષે ભર્યાં.
ધૂતારાના ઢંગ જોઇને, સંગ એહનો શું કરૂં,

---

૧ માટલી મટુકી. ૨ દહીં.

લક્ષણુ એહનાં સર્વ સહેતાં, જીવથી જોતાં મરૂં;
કાળો કપટી કામણગારો, અને લોભી લંપટ લાલચી,
પોતાના સ્વાર્થ માટે, રમત સર્વ કુડી રચી.
પર નારીશું પ્રીત એહેને, પલક પાછી નવ કરે,
સુંદરીને સંગ લેઇને, વન વન વ્યાકુલ ફરે;
અજાણે અમો એને મળીયાં, જાણ્યા વિના જેવું કર્યું;
વગોવાયાં વ્રજમાં અમો, ભાવેશું એહેનૂં ભર્યું.
એથી અંતર નવ કર્યો, તોએ અમારો નવ થયો,
જેહનૂં મન બાદલુ હોય તે, ફરે વેદે વળ્યો વળ્યો;
એનૂં મુખ જોવૂં નહીં મારે, એને મન તે હું મૂર્ખ,
એહની વાત કરીશ માં તું, સાંભળને માહરી સહી.
જીવ કહાડીશ જીભ કરડી, તે દોષ એહેને લાગશે,
રણછોડ કહે રાધા જાણે, જે જાગશે તે ભાગશે.

પદ ૧૩ મું.

સાંભળી ને સખી ચાલી, જઇ મોહનને મળી,
જે થઇ તે કહી સર્વે, રાઢ તનથી નવ ટળી;
રાધિકા રોષ ભરાણી, કહ્યું મારૂં નવ કર્યું,
સ્વામી શો ઉપાય કરવો, કારજ એકે નવ સર્યું.
જે હુતી તે હોય નહીં, શ્યામા સોહાગણ સુંદરી,
પેરે પેરે પ્રીછવી પણ, દૃષ્ટ ઉંચી નવ કરી;
અંગનો ઉદ્યોત મટીયો, ને હેત હૈયાનું ગયું,
ક્રોધ વાધ્યો કામિનીને, જે શું જાણે તે શું (એ) થયું.
જે કહ્યું મેં જીભથી તે, કાન તળે સર્વ કહાડીયું,

પાપ પૂર્વ જન્મનું જે, કામ એથી પાડીયું;
વિષ સરખાં વચન બોલે, રેખ રાખી નવ રહી,
રાધિકાનૂં રૂસણું તે, સોભતું સર્વે સહી.
વાહાલે મન વિચારીયું, પ્રપંચ રચીયો પ્રીતશું,
માન મૂકી મનાવા ચાલ્યો, રંગ રસિયો રીતશું;
વ્રજનો શણગાર થયો, વિવિધ વિવિધ વિવેકમાં,
ચૌદ લોકની શોભા બની, રણછોડ અબળા એકમાં.

## પદ ૧૪ મું.

સોળ વરસની સુંદરી, નારી બની નવ જોબના,
અંગે આભ્રણ સજ્યાં શોભિત, અધિક ઓપે અંગના;
કોટી સસીઅર કોટી ભાનુ, કોટી રૂપની કોટી કળા,
રૂપ નીધાન સર્વ સુંદર, એહેવી નહીં કંહી અબળા.
નહીં ઇંદ્રાણી નહીં બ્રહ્માણી, નહીં ઉમિયા ઇશરે,
ચૌદ લોકની શોભા બની, અને સુંદરી થઇ નીસરે;
ઠણણુ ઠમકે ચાલે ચતુરા, ઘણણુ ઘમકે ઘુઘરી,
રાધિકાના મુખ આગળ, નીસર્યા લટકો કરી.
મુખ જોઈ મોહી મનમાં, શ્યામિની બોલ્યાં સહી,
આ વ્રજમાં તમો ક્યાં વસો છો, કુણ ગુણે રહ્યાં અહી;
પ્રીતે લાગી પૂછવા તમે, કુણ કુળમાં કામિની,
કુણ કામે નીસર્યા મુને, ભેદ કહોને ભામિની.
આ વનમાં તમો એકલાં, આહાવો રૂડો રંગ છે,
સાચું કહેને સુંદરી, કેહેનો તમારે સંગ છે;
હુને ચિંતા ઉપજે તમો, છોજી અધિક આનંદમાં,

રણછોડનો સ્વામી જો મળશે તો, ફોકટ પડશો ફંદમાં.

પદ ૧૫ મું.

સ્વામિનીનું કહ્યું સુણીને, આપ વાણી ઉચરે,
હૈયું આપણે હાથ હોય તો, કોય કોઇને શું કરે;
અમે નંદજીના કુંવરની તો, કીરત શ્રવણે સાંભળી,
તેને ભાવે ભેટવા જઇએ- સુરતા મારી રે ઉતાવળી.
અમો જઈશું એહ ભણી, એની જુગત સર્વે જોઇશું,
જીવ્યાપેં જોયું ભલું, એહેમાં ગાંઠનું શું ખોઇશું,
રાધા કહે તે સખી સાંભળો, ભલું થયું જે વહેલું કહ્યું
આવ ઓહોરી ન કર ચોરી, જ્ઞાન તાહારૂં ક્યહાં ગયું.
મુંને પૂછે તું પ્રેમદા જો, માહારી વીતી કહું તુંને,
ઉપજ નીપજ એ તણી તું, સાંભળને એકે મને;
ધૂતારામાં ધૂર્ત વિધા, તે ભુંડી તુજને ધૂતશે,
પછે મેળશે પરહરી તે, દર્દ તુજને ખૂંચશે.
નવા સાથે નેહ નવલો, નિત્ય પ્રીત પરનારશું,
જેહને મળશે તેહને કહેશે, કારજ તમારાં સારશું;

---

એહેને મળ્યાપેં મરવું ભલું, તું માનજે મારૂં કહ્યું;
રણછોડ કહે રાધા ભણે, એનું સર્વ લક્ષણ મેં લહ્યું.

પદ ૧૬ મું.

રાધાનું કહ્યું સાંભળી, વળી વનિતા વાણી વદે,
રંગ ભીના રણછોડજીનું, રટણ છે માહારે હૃદે;
સાઈ નરનું કર્મ સાથે, જીતવું કે હારવું,
લખ્યા લેખ મટે નહીં માટે, મન પોતાનું મારવું.

તમે કહો તો રહું રાધા, કુંજમાં મારે કામ છે,
ત્યાંહાં નહીં જાઉં સહીયર મારી, રૂદે સુંદર શ્યામ છે;
વચન સુંણી રે નવલ નારનાં, વળી સત્ય બોલ્યાં સ્વામિની,
તાહરા સમ જો તારે કાજે, કહું તુજને કામિની.
હુ જાણું છું (જે) રખે સાંમો મળતો, માર્ગમાં તુંને મીઠડો,
તમો ઘર તજાવી ઘેલાં કરશે, એહેવો એહને દીઠડો;
વશીકરણ છે વાંસળી માંહી, મોરલીમાંહી મન હરે,
દ્રષ્ટિએ દીઠે ધીરજ ન રહે, પછે કાંય કામણ કરે.
જાણીએ ને કહીએ નહીં તો, દોષ અમને ઉપજે,
તાણી કેહેતાં તારૂણી, કાંયક સ્વાર્થ સરખું ભજે;
સખી કહે તમે શા અર્થે, તમે હુંને કહેતાં હશો,
રણછોડનો સ્વામી રંગીલો તે, સદા મારે રૂદીએ વસ્યો. ૯૪

પદ ૧૭ સું.

રાધા કહે સખી સાંભળો, આવો એકઠાં આપણુ રહીએ,
દુઃખ સુખની હોય વારતા, તે એક એક આગળ કહીએ;
નોહોરો માનીશ નાર તાહારો, કર્યો ગુણ કેમ વિસરે,
આવ બહેની આપ ધારણ્ય જીવ માહરો નીસરે.
માન રાખે જો માહરૂં, મૂંને દાન જીવત દીજીએ,
સખી કહે શું આપશો કાંયક, માન માગી લીજીએ;
તુંને ગમે તે માગ સહીયર, સમર્પણ છે શીશનું,
માહારૂં છે તે તમારૂં ને, કાંયક છે જગદીશનું.
સખી કહે તાહારા શીશને, કે ઓઢું કે પાથરૂં,
દે વચન માહારા હાથમાં, જે હું કહું તે તૂં કરૂં;
વચન આવ્યું વીનતાએ, સખી તહાં બોલ્યાં સહી,

નંદજીના કુંવર સાથે, રૂસણું ( તમે ) રાખો નહીં.
રાધા કહે સખી સાંભળો, એ વિના બીજું માગીએ,
જેહવું ભાવે તેવું કહીએ, મીઠાં મીઠાં લાગીએ;
સખી કહે સુણ સ્વામિની, વચન ગયું વહેતા પાણીએ,
નંદજીના કુંવર સાથે, બોલો મધુર વાણીએ;

પદ ૧૮ મું.

બોલવાની હા ભણી અને, હાથ લીધો હાથમાં,
પુરૂષોત્તમજી પ્રકટયા ઉભા, સહીયર કેરા સાથમાં.
સાંહાંમુ જોઇને લાજ પામી, નારે નીચું નીહાળીયું,
માનનું ઉપમાન થયું, વચન પલટયું પાળીયું;
રસ વાધ્યો ને ભાગ્યું રૂસણું, સંતોષ પામ્યાં સ્વામિની,
આવો ભાવે બેહીએ એમ, કહે કૃષ્ણને કામિની
રળીયાત કીધાં રાધિકા, અંગો અંગ ઉપર લેઇને,
મન મનાવ્યું માનિનીનું, દરદિલાસો દેઇને;
વહાલ ઉપન્યું લાલ સાથે, ખ્યાલ ખેલ્યાં ખાંતમાં,
અગોચર લીલા આચરી, રંગ મચાવ્યો એકાંતમાં.
ભ્રાંત ભાગી લગની લાગી, મગન થઇને એ મળ્યાં,
આલિંગન ચુંબન લેતાં, મનનાં મેહેણાં ટળ્યાં;
શણગાર વર્ણવ્યો વ્રજનો, દશ આઠ પદ પૂરણ થયાં,
એક એકની આઠ ચોપાઇ, કહેનારે એહેવાં કહ્યાં.
જે ગાયે જે સાંભળે, તેહની આશ પુરે ધણી,
દાસ રણછોડ ચર્ણ સેવક, માગું મોજ ઘણી ઘણી.

ઇતિ શ્રી રાધિકાજીનાં રૂસણાં સમાપ્ત.



બોલવાની હા ભણી અને હાથ લીધો હાથમાં

પૃષ્ઠ ૪૬

# મોતિરામ.

## દ્વાદશ મહિના.

આ ઘેર પધારો શ્રી નાથજી રે. ટેક.
કાર્તિકે કહું છું રે વાત, રાસ રમ્યાની ઇચ્છા ઘણી રે,
મને રાસ રમ્યાની ઇચ્છા ઘણી રે;
નવ દીઠા મોહનલાલ, ઘેર પધારો શ્રી નાથજી રે,
બાળપણાની પ્રભુ પ્રીતડી રે, વિચારી જોજો રે મન,
લાલ મોતિના સ્વામી આવજો રે,મારે તમે તનમન ધન. ઘેર પધારો.
આ માગશરે મન હતું જાવાતણું રે, ઝાલ્યો શીદ અબળાનો હાથ;
અમને તરછોડી મથુરા ગયા રે, નહીં એતો તમારો રે ધાટ. ઘેર.
રાત દિવસ સંભારે કામિની રે, સાચો રે મારે તમથી સ્નેહ;
લાલ મોતિના સ્વામી આવજો રે, મેં તો તમને અર્પી છે દેહ. ઘેર.
આ પોષે તે શોષ થયો મનમાં ઘણોરે, શીઆળો એળે રે વહી જાય;
વ્રેહની જ્વાળા વ્યાપી રહી રે, જોબનીયું તે લ્હેરે જાય, ઘેર.
ઓથ અમારે પ્રભુ તમતણી રે, પ્રકટ છો પૂર્ણબ્રહ્મ પ્રભુ આપ;
લાલ મોતિના સ્વામી આવજો રે, તમો દીઠે જાય રે સંતાપ. ઘેર.
આ માહે તે મન હમારૂં ટળવળે રે ઘેલી ફરૂં ઘરની માંહ;
રજની અમારે વેરણ થઈ રે, તમો વિના નહીં સુધ સાન. ઘેર.
અંગ અમારૂં બહુ રંગમાં રે, શીઆળાના વહી ગયા ચાર;
લાલ મોતિના સ્વામી આવજો રે, અમારે તમારો આધાર. ઘેર.
આ ફાગણે પુષ્પ ફુલ્યાં બહુ ભાતનાં રે, ઉડે છે રે અબીલ ગુલાલ;
રંગે રમે છે બહુ નારીઓ રે, મારે તો તમ સાથે રે વહાલ. ઘેર.

સેજ બીછાવું બહુ પુષ્પની રે, જોઉં રે મારા વાહાલાની વાટ;
લાલ મોતિના સ્વામી આવજો રે,પ્રભુ રે વિના ધિક્ક અવતાર. ઘેર.
ચૈત્રે ચિત્ત ઘણું ચાળા કરે રે, થયો રે અગ્નિનો પરિતાપ;
ત્રેહની જવાળા વ્યાપી રહી રે, કરૂં શું રે અજપા રે જાપ. ઘેર.
ઝાઝું શું કહીએ ગોવિંદજી રે, અતિશય કહ્યામાં નહીં સાર;
લાલ મોતિના સ્વામી આવજો રે, પ્રકટ છો પૂર્ણ અવતાર. ઘેર.
વૈશાખે વિનતી કેને કહું કંથજી રે, આવ્યાં વનસ્પતિએ રે પાન;
સાન ન આવી તમને શામળા રે,કંથ રે વિના નહીં નારીને માન.ઘેર.
લેખ અમારા અવળા લખ્યા રે, વિધાતામાં નહીં રે વિવેક;
લાલ મોતિના સ્વામી ઘેર આવજો રે, કંથ વડે અબળાની પાંખ.ઘેર.
જેષ્ટે જુગ્તેથી આવ્યાં વાદળાં રે, થયા રે લીલા પીળા રંગ;
સંગ કર્યા વિના દીના નાથજી રે, દીસે છે રે સુનાં ભુવન. ઘેર.
પ્રમદા પૂર્ણ બ્રહ્મને આશરે રે, નમાવે વારંવાર શીશ;
લાલ મોતિના સ્વામી ઘેર આવજો રે,મારે તમે સાચા છો ઈશ. ઘેર.
અષાડે ઊર થયું ભરપૂરમાં રે, દેખાને ભરાયું છે રે મન;
નયણે તે નીરની ધારા પડે રે, વરસે છે રે અતિ પર્જન્ય. ઘેર.
વનમાં તે મોરલીયા ટહુકા કરે રે, થાય વીજળી તણારે ચમત્કાર;
લાલ મોતિના સ્વામી ઘેર આવજો રે,જાતે શું કહીએ વારંવાર. ઘેર.
આ શ્રાવણે સેવા કરૂં શંકરતણી રે, માગું છું રે અખુટ ભંડાર;
નાથ આવે તો મન હર્ખીએ રે, પ્રભુ વિના કોણ ઝાલે બાંહ્ય.ઘેર
આ ઝરમર જોબનની હેલી થઇ રે, પડી છે પટોળે રે ભાત,
લાલ મોતિના સ્વામી ઘેર આવજો રે,પ્રભુ વિના કોણ ઉતારે પાર.ઘેર
આ ભાદરવો તે ભલી પેરે આવીયોરે,તોએ ના આવ્યા નમેરારે નાથ
મેઘ કરે છે રૂડી ગર્જના રે, જોબનીયું તે કેમ રહેશે હાથ. ઘેર

પ્રેમ કરીને પૂર્ણ બ્રહ્મ આવીએ રે, શો છે રે હરિ અમારો રે વાંક
લાલ મોતિના સ્વામી ઘેર આવજો રે,કૃપા કરીએ જાણી રે રાંક. ઘેર
આ આસોએ અન્નપાક્યાં ને અભે થયો રે,આવ્યા છે નવરાત્રિનાદિન
ગરબા તે ગાવા બહુ હર્ષમાં રે,હે સાચું રે રાખી પ્રભુ પર મન. ઘેર
વિજ્યા તે દશમી આવી ત્રેહ રૂપમાં રે,દીવાળીએ થયો છે જેજેકાર,
લાલ મોતિના સ્વામી આવીયા રે, પૂર્ણ બ્રહ્મ પ્રેમ આધાર. ઘેર
આ પુરૂષોત્તમ માસે પ્રભુ પૂજતાં રે,સૌને હૈયે હર્ષ નવ માય,
શણગાર અંગે સજ્યા બહુ ભાતના રે,હવે ખુશી રે થઇ છે નરનાર
નિરખ્યાં તે નંદકુંવર તે નારીએ રે, શોભાવ્યાં મંદિર મહારાજ
અખંડ આનંદ ઉપન્યો અંગમાં રે,સંગે રે શ્રી ગિરિધર લાલ.ઘેર.
આ તેર તે માસ પુરા થયા રે, સમજીને ગાશે રે નરને નાર;
સ્નેહ કરીએ જ્યાં મન બ્રહ્મનો રે,વેગળા નથી જાદવરાય. ઘેર.
શિવપુર[1] નગર છે સોહામણું રે, શોભે શિવ હરિનો વાસ;
મોતિ તે રામ દાસ જાણી આપનો રે,તેને ભવ તારીને રાખો પાસ. ઘેર

---

## દાણલીલા.

### સવૈયાના રાગે ગવાશે.

જાવા દો મોહનજી અમને, દાણ તમારૂં નવ લાગે,
હુકમ તમારો અહીં નવ ચાલે, કંસ રાજ્ય છે તે માટે;
સમજીને બોલો સામળીયા, પરનારીને કાંય નવ કહીએ,
મોતિરામના સ્વામી શામળીયા, તમને ઝાઝુ શું કહીએ.
ઝાઝું રે કહીને મોહ ચડાવે, એમ અમે નવ લલચાઇએ,

---

૧. ગોધરા પાસેનું સહેરા ગામ. કવિનું વતન.

દાણના દોકડા લેઇશું રે રોકડા, ત્યાર પછી વાતો કરીએ;
હિમાયતીને રે હું નવ ગાંઠું, સાંભળજે નારી હૈયે,
મોતિરામના સ્વામીની પ્યારી, અમથી ફેલાં નવ કરીએ.
ફેલ કરીને મહી ચોરી ખાધાં, તે હજુ મનમાં મહાલો છો,
ધૂર્તપણું કરી શામળીયા, અમને શું સમજાવો છો;
કહાનવર જાણી નમી ચાલીએ, તેમ તેમ ખેંચી ઝાલો છો,
મોતિરામના સ્વામી શામળીયા, ગોકુળ ગાય ચરાવો છો.
અરે મહીયારી એ શું બોલી, ઓછું વચન કોને નવ કહીએ,
અમે છીએ ગોકુળના વાસી, તમો થકી તો નવ ડરીએ;
વચન કહીને વેર વધાર્યાં, દાણ લીધા વિના નવ જઇએ,
મોતિરામના સ્વામીની પ્યારી, પીત્તલ થઇને નવ રહીએ.
પીત્તલ છો ત્યારે તરત જણાઓ છો, અમો નાર ચંપકવર્ણી,
ગોકુળમાં ગૌ ધેન ચરાવી, હવડાં થયા છો હિમાયતી;
પરનાર સંગાતે રાડ કરો છો, સાર નથી રે કાંઇ મોહનજી,
મોતિરામના સ્વામી શામળીયા, મનમાં જો જો વિચારી.
વિચારીને મેં જોયું વનીતા, મુજ માથાનો કોઇ નથી,
ચૌદ લોકમાં હું જાહેર છું, વાત જગમાં નથી તે છાની;
કંસ તમારો છે હિમાયતી, તે હીડે મુજ શિર નામી,
મોતિરામના સ્વામીની પ્યારી, તુજ નારીની શી ગણુતી.
ગણુતી નથી રે એમ શું બોલો, નથી મળી રે મારા સરખી,
ઘણા દિવસથી પેધા પડયા છો, આજ જાણુશો મોહનજી;
ચૌદ લોકમાં હું જાહેર છું, મને જીતી કોઇ ગયો નથી,
મોતિરામના સ્વામી શામળીયા, અમને રહેશો કર જોડી.
કર જોડીને રહેજે કામિની, બીક બાંધ્યાથી નહીં ઉગાઇ,

ઘણા દિવસથી દાણ ચડયું છે, આજ સમજીને આપો મારૂં;
અળગા થઇને શું બોલો છો, કહે તો રે મટકી ઉતારૂં,
મોતિરામના સ્વામીની પ્યારી, વેચાણ ખાતે ગોરસ તારૂં.
ગોરસડું નથી પડયું વાટમાં, મૂલ બેસે છે બહુ ભારી,
વિચારીને બોલો મોહનવર, શીર સટે મટકી મારી;
તમ સરખા મને ઘણા મળે છે, બીતી નથી કાંઇ ગિરધારી,
મોતિરામના સ્વામી શામળીયા, વેચાણ નથી કાંઈ તમારી,
વેચાણ કરી તને કોણ રાખે છે, અમે કહેવાઇએ બ્રહ્મચારી,
ઓછી જાત આહીરની તું છે, ગરજ નથી મારે તારી;
મોતિરામના સ્વામીની પ્યારી, પળમાં મોહી સૌ વ્રજનારી.
વ્રજનારી રે સૌ નહીં તમારી, શું જાઓ છો મનમાં ફૂલી,
પ્રીતતણી તમે રીત ન જાણી, ગોવાળીયાંની ગત આણી;
વેણ વજાડીને વશ કીધાં, જાત તમારી મેં જાણી;
મોતિરામના સ્વામી શામળીયા, ઘર પૂછ્યાં પીને પાણી.
પાણી રે પીધાં ને તનમન લીધાં, બહેકી બોલું છું પટરાણી,
નિત્ય ઉઠીને તું નખરાં કરે છે, આજ રહ્યો પાલવ તાણી;
શાણી રે થઇને શું સમજાવે, આ મારગનો હું દાણી,
મોતિરામના સ્વામીની પ્યારી, બોલીને બગાડે છે વાણી.
બોલી રે વાણી જો જો નાણી, નાથ તમારી છું નારી,
કોપ ન કરીએ છેલ છબીલા, અમને આશા તમારી;
મુખડે નાને મનમાં ગમતું, ટેક અમારો ગિરધારી,
મોતિરામના સ્વામી શામળીયા, ખુશી થઈ સહુ વ્રજનારી.
ખુશી થઇને ચૌદ સવૈયા, જે કોઇ ગાશે વિસ્તારી,
નિર્મળ વાણી નરનારીની, જે સાંભળશે ભાવ કરી.

તેના તે તનના તાપજ ટળશે, હશે જો મનમાં ભક્તિ ખરી,
મોતિરામ તો કહે કર જોડી, રૂદે રાખજો શ્રી હરિ.

## શૃંગાર.

### ગરબી ૧ લી.

હો શામળિયા કોણ જન્મની પ્રીતે હેત વધાર્યા,
રંગ દેખાડી પછી માનિની સાથે મન ઉતાર્યા. ટેક.
મેં નવ જાણ્યા ઠાકોર ઠગણા, ઉપર તેથી ભોંયમાં બમણા;
નવ જાણ્યું નાથ હશો નગણા, હો શામળિયા. રંગ.
તમે મથુરામાં જઇને મહાલો છો, શું જોઇને મુખ બતાવો છો;
તમે શાને કાજ અથડાવો છો, હો શામળિયા. રંગ.
મેં દુઃખ સહીને મનડું વાળ્યું, તમે પોતાનું પણ અજવાળ્યું;
મથુરામાં જઇ કેને ન્યાળું, હો શામળિયા. રંગ.
હવે મનમાં હોય તેવું કહેવું, મથુરાથી જઇ આઘા રહેવું;
દર્શન આપી દુઃખડું લેવું, હો શામળિયા. રંગ.
જાઓ કુબ્જાનાં કરજો જતન, મેં જાણી જાતને જાણ્યું વર્તન;
માયા તેથી બમણું બળતર, હો શામળિયા. રંગ.
આગળથી લાડ સુનાં કરીયાં, હવે મ્હોટપણે બીજાં મળીયાં;
નવ ઘટે મન જુદાં કરીયાં, હો શામળિયા. રંગ.
આગે તો દર્શન બહુ દેતા, જ્યાં જોઇએ ત્યાં આવી મળતા;
હવે બારોબાર ફરો ભમતા, હો શામળિયા. રંગ.
કોય સપુતને શરણે રહેશે, તે કપુત થઇ કુડું કહેશે;
તે પરમેશ્વર દુઃખ ક્યમ સહેશે, હો શામળિયા. રંગ.
મોતિનો નાથ ભલે મળીયા, મ્હારા મનના સંદેશા ટળીયા;
તમે ક્યાંથી આજ ભુલા પડીયા, હો શામળિયા. રંગ.

## ગરબી ૨ જી.

રાધે પ્યારી, અંતરમાં ઓછું નવ આણો બાળા,
એમ કહે કૃષ્ણ, રાત દિવસમાં ફરે તમારી માળા. ટેક.
ને હું ઘણા વસે દુશ્મન માથે, જ્યાં જોઇએ ત્યાં આવે બાથે;
કહો કેઇ પેરે રહું તમ સાથે, રાધે પ્યારી. એમ.
બહુ સમર્થ દુત હતા ભારી, તે વશ કર્યા સર્વ નારી;
હું તમ સાથે બેઠો હારી, રાધે પ્યારી. એમ.
મારે વ્હાલપણું છે તમ સાથે, મારૂં બીજાથી મન નવ રંજે;
તમ નિર્ખ્યાથી હૈડું હર્ખે, રાધે પ્યારી. એમ.
નારી હસતાં વેણ કહો એવું, પણ હસે થાય જોવા જેવું:
ઘર બાંધીને મુશ્કેલ રહેવું, રાધે પ્યારી. એમ.
હવે સમજીને બોલો વાણી, મેં પ્રીત તમારી સૌ જાણી;
ઓછું તો આંખ ભરે પાણી, રાધે પ્યારી. એમ,
નારી અંતરમાં ઓછું આણ્યું, તમારૂં સત્યપણું સર્વે જાણ્યું:
કોય બીજા સાથે મન માન્યું, રાધે પ્યારી. એમ.
માયા તો જુઠી નવ કરીએ, કરીએ તો સાચ રૂદે ધરીએ;
મોતિના નાથ થકી તરીએ. રાધે પ્યારી. એમ.

## ગરબી ૩ જી.

કાંઇ કસર નથી, કહ્યા પ્રમાણે પાળો પ્રેમ મોરારી,
શર્ણે રાખો, છેલ છબીલા કહે છે દાસ તમારી. ટેક.
પ્રભુ પ્રેમ કરીને પૂરણ ઠારો, ભવ સાગરથી અમને તારો;
તમ દીઠે દુઃખનો વિસારો, કાંય કસર— શર્ણે રાખો.
મેં આદ્ય પુરૂષ જાણ્યા તમને, તમે આદ્ય અનાદિ વર્યા અમને;

વર પામ્યાં અખંડાનંદીને, કાંય કસર— શર્ણે રાખો.
પીયુ પોતાનાં પોતે પરખો, હરિ હેત કરીને હૈયે હર્ખો;
પ્રભુ સદાય તમે મુજને નિખો, કાંય કસર— શર્ણે રાખો.
મારાં મન તણાં રે દુખડાં ટાળો, પ્રીત પૂર્ણ કરી હાથે ઝાલો;
મન ગમતાં લાડ તમે પાળો, કાંય કસર— શર્ણે રાખો.
હોય અનેક ગુન્હા તે સૌ સ્હેજો, મારા મનમાં મ્હેર કરી રહેજો;
જ્યાં જોઇએ ત્યાં આવી મળજો, કાંય કસર—શર્ણે રાખો.
મોતિનો નાથ રમ્યા રંગે, મન ઉદે પ્રેમ કરી અંગે;
પ્રભુ સદાય રહો મારી સંગે, કાંય કસર— શર્ણે રાખો.

## ગરબી ૪ થી.

બહુ વ્હાલાં છો, પ્રાણ થકી મારે મન રાધે પ્યારી,
નિશ્ચે માનો, મારી સંગ સદા એમ કહે ગિરધારી. ટેક.
મેં પૂરણ પ્રેમથી હેત કર્યાં, જોઇ લક્ષણવંતાં લક્ષણ ભર્યાં;
તમારો લટકો જોઇને દિલ હર્યાં, બહુ વ્હાલાં— નિશ્ચે,
રાધે રાત દિવસ સ્મરૂં તમને, માટે સદાય રૂદે રાખો અમને;
કહો પ્રેમ વચન પ્યારાં મુજને, બહુ વ્હાલાં— નિશ્ચે.
નારી નિત્ય ઉઠી મુજને ન્હાઓ, મારે તમ દર્શનનો છે લ્હાવો;
જ્યાં જઇએ ત્યાં સાથે આવો, બહુ વ્હાલાં— નિશ્ચે.
પ્યારી શોભિતાં છો સૌ જનમાં, નિત્ય આઠ પહોર રહો રંગમાં;
શું વખાણ કરૂં મારા મનમાં, બહુ વ્હાલાં— નિશ્ચે.
નારી વેણ કહો તે સૌ મુજને ગમે, તમ દીઠે અનેક અવગુણ શમે;
સૌ સખીઓનો શણગાર તમે, બહુ વ્હાલાં— નિશ્ચે.
મોતિના નાથનું ધ્યાન ધરો, મન ધાર્યાં કામ ધીરજથી કરો;
નારી સદા સોહાગી થઇને ફરો. બહુ વ્હાલાં— નિશ્ચે.

## ( પાણીની ગરબીઓ ) ગરબી ૧ લી.

ઉભાં રહોને અલબેલી, તમે જોર કરી ક્યાં જાશોજી,
શિરપર મટુકી શેની ભરી તમે, ઉતારોને નાર.
પાણી પીવાં જી, તમે ઉતારોને નાર પાણી પીવાંજી.
વેહેલેરો ઉઠીને ચાલ્યો, ગાય ચરાવવા સારૂંજી,
ગાયો વેગળી ઘણી ગઇ, મને ફરતાં લાગ્યો થાક;
પાણી પીવાંજી, મને ફરતાં લાગ્યો થાક. પાણી.
ગાયે ગોરંભો ઘણો કર્યો મને ભડકીને ભટકાવ્યોજી;
ગોવાળ સઘળા વેરાઇ ગયા, હું જઇને કરૂં સંભાળ,
પાણી પીવાંજી, હું જઇને કરૂં સંભાળ. પાણી.
જળને કાજે વીલમ ન કરીએ, શું તાકો છો નારીજી,
સવા પહોરની તૃષા લાગી, હૈડાં શીતળ થાય;
પાણી પીવાંજી, મારાં હૈડાં શીતળ થાય. પાણી.
ત્રાસ નથી તારૂણી તમને, શું છે તારા મનમાંજી,
તરસ્યા કેરી તૃષ્ણા ટાળો, મારો જીવડો ફટકી જાય;
પાણી પીવાંજી, મારો જીવડો ફટકી જાય. પાણી.
મોતિના સ્વામીની સાથે, જોર ન કરીએ ઝાઝુંજી,
રીસ ચડાવી મટકી લેઇશું, મુખની જાશે લાજ;
પાણી પીવાંજી, નારી મુખની જાશે લાજ. પાણી.

### ગરબી ૨ જી.

લાખ ટકાની લાજ અમારી, તમ લીધે કયમ જાશેજી,
જોર તમારૂં જરા ન ચાલે, જાઓ જમનાને ઘાટ;
ઘેર પધારોજી, વહાલા જાઓ જમનાને ઘાટ. ઘેર.

સમજીને બોલો શામળિયા, અહીંયાં તે શાનાં પાણીજી,
કંથ કરગરે તોએ ના આપું, પર આપ્યાં કેમ જાય;
ઘેર પધારોજી, જલ પર આપ્યાં કેમ જાય. ઘેર.
કોણ સંબંધે રસ્તામાં જળ, માગો જગજીવનજી,
લોક ઠગારા આળ ચડાવે, નણદી દેશે ગાળ;
ઘેર પધારોજી, મને નણદલ દેશે ગાળ. ઘેર.
જળ આપ્યાં તો કોય ન જાણે, હોય અમારી હાંસીજી,
નવે આંણે વહુવારૂ આવ્યાં, અમને મોટી લાજ;
ઘેર પધારોજી, વ્હાલા અમને મોટી લાજ, ઘેર.
રીત વિના રોકો છો રામા, ઘાટ નહીં ગિરિધારીજી,
રોતાં મ્હેલ્યાં બાળ મંદિરીએ, સાસુ કરે સંતાપ;
ઘેર પધારોજી, મ્હારી સાસુ કરે સંતાપ. ઘેર.
જળ કેહેતામાં સૌ સમજું છું, જાદવ રીત તમારીજી,
વેળા વિના શું વાદ વદો છો, તરછોડે ભર્ત્તાર;
ઘેર પધારોજી, મને તરછોડે ભર્ત્તાર. ઘેર.
સમજીને બોલો વ્રજ વ્હાલા, સમો નથી શામળિયાજી,
કોણ ગજું છે જળનું ઝાઝું, આપું હૈયા હાર;
ઘેર પધારોજી, મ્હારો આપું હૈયા હાર. ઘેર.
સમજુ છો પણ સમજી ન જાણ્યું, રહો ગોવાળાં સંગેજી,
વનમાં જઇને વાંસ વગાડો, ચારી જાણો ગાય;
ઘેર પધારોજી, વ્હાલા ચારી જાણો ગાય. ઘેર,
ઘેર આવો તો અમૂલ્ય જાણી, પ્રીત કરી પધરાવુંજી,
કોડી મૂલ્ય અહીયાં નહીં આવે, સમજીને વ્રજલાલ;

ઘેર પધારોજી, મન સમજીને વ્રજલાલ. ઘેર
ભલા મળ્યા મોતિનો સ્વામી, અંગ રંગના રસિયાજી,
મારા પૂર્વની પ્રીત પ્રકાશી, કેહેવી છે એક વાત;
ઘેર પધારોજી, મારે કેહેવી છે એક વાત. ઘેર,

## જશોદાજીનો કૃષ્ણ ઉપરનો પત્ર.

### ગરબી ૧ લી.

સ્વસ્તિ શ્રી મથુરા મધ્યે છે કહાનજી,
મહા ઉપજ્યો રે મને બ્રહ્મ સ્થાનક મોહજો;
અનેક ઇચ્છા થઇ છે મને મનમાં ઘણી,
ઉપમા કરીને હું મળવા થઇ છું જોગ્ય જો. સ્વસ્તિ શ્રી.
સુભટ પંચ પરમેશ્વર તમને પ્રીછીએ,
વાસુદેવના સુત શ્રી કૃષ્ણ કહેવાય જો;
તેમના બંધવ બળભદ્રજી વીર છે,
ગંગાજળ દેવકીજી તમારાં માત જો. સ્વસ્તિ શ્રી.
કંસ તમારો મામો છે મુઢજ ઘણો,
મામી તમારી ચતુર તણો ભંડાર જો;
જે કોય અમને સંભારે તેને તમો,
બીજો તમારે સૌ સજ્જનનો સાથ જો. સ્વસ્તિ શ્રી.
લખિતંગ જશોદા તમારી માવડી,
ના આવો તો તમને નંદરાયની આણજો;
મોતિરામના સ્વામીને કહેજો જઇ,
વિનતિ અમારી ઘણી કરીને મહારાજને. સ્વસ્તિ શ્રી.

---

## ગરબી ૨ જી.

લખ્યા કારણ એ છે અમારે કા'નજી,
તમે થયા છો જગતતણા પ્રતિપાળ જો;
કુવામાં મેલીને વ્રત ન વાઢીએ,
જઇને વસાવ્યાં મામાનાં ઘરબારજો. લખ્યા કારણ.
અમે તો અવગુણીયાં તમોમાં ગુણ ઘણા,
નવ જાણી પ્રભુ પ્રાણજીવનની પેરજો;
અમને તરછોડી મામાજીને ઘેર ગયા,
તે માટે તમે કરો અમોપર મ્હેરજો. લખ્યા કારણ.
તમો વિના સૌ વ્રજવનીતા ઘેલી ફરે,
ભાવે નહીં કાંઇ અન્ન ઉદક ભોજનજો;
સૌકો હીંડે વૃંદાવનમાં સોધતાં,
શું જાણે જે સંતાઇ રહ્યા ગોવિંદજી. લખ્યા કારણ.
વિસાર્યા પ્રભુજી હવે નવ વિસરે,
કાયા અહિંયાં પણ જીવ તમારી પાસ જો;
મોતિરામના સ્વામીને કહેજો જઈ,
અમારે છે ધીંગી તમારી આશ જો. લખ્યા કારણ.

## ગરબી ૩ જી.

ઓધવજી હરિને જઇ કહેજો એટલું,
મારા સમ જો ભૂલી જતા મહારાજ જો;
આજ કહું છું અંતરની હું વાતડી,
શા માટે તમે તજીયાં ગોકુળ ગામજો. ઓધવજી.
નવ કહેવા સરખી કહીએ અમે વારતા;

કંસ છેદતા હતા તમારો પ્રાણુ જો;
પુત્રીને અમે આપી તમને લાવીયાં,
તે ગુણ તો સંભારો નહીં મનમાંહ્ય જો. ઓધવજી.
તે મામા હવે તમને બહુ વ્હાલા થયા,
કરીયો અમારા મનને બહુ સંતાપજો;
મોટા થયા ત્યારે માબાપના મટી ગયા,
હવે તમારે ચિંતા શાની થાય જો. ઓધવજી.
માબાપને તો પ્રીત કરીને પાળીએ,
જરા અવસ્થામાં રાખીએ રૂદીયા સાથ જો
મોતિરામના સ્વામીને કહેજો જઇ,
ભવસાગર તારીને ઉતારો પારજો. ઓધવજી.

## ગરબી ૪ થી.

શામળિયાજી વાંક નથી કાંઇ તમો તણો,
ગુન્હો અમારો ઘણો પડયો મહારાજ જો;
નિત્ય ઉઠી તમ પાસે ધેન ચરાવતાં,
નવ જાણ્યું જે હતા જગદાધાર જો. શામળિયાજી.
શામળિયાજી વાંક નથી કાંઇ તમો તણો,
વાંક અમારા ભાગ્ય તણો મહારાજ જો,
પૂર્ણ બ્રહ્મ આવ્યા પણ મેં નવ ઓળખ્યા;
તેનો રહ્યો મારા મનમાં ઘણો અભિલાખ જો,શામળિયાજી.
તમો જોગ તો નથી કરી મેં ચાકરી,
નથી કરાવ્યાં વેળાએ ભોજન જો,
રમવા જતાતા વ્રજ વનિતાના સાથમાં;
તે માટે મેં બાંધ્યા હતા બંધન જો. શામળિયાજી.

થોડું લખ્યું તે ઘણું કરીને માનજો,
ગુન્હો અમારો સઘળો કરજો માફ જો;
મોતિરામ તો દાસ પ્રભુજી તમો તણો,
તેને હવે તમે રાખજો રૂદીયા સાથ જો. શામળિયાજી.

## જદુરામ

### પદ.

આદે તું ઉત્તમ ભાણુ કુળમાં, મહેતા નરસિંહનો અવતારરે;
તિલક છાપ તુલસીની માળા, જુઠડા સહુ શણગાર રે. આદે.
વડી ભોજાઇએ વાદજ માંડયો, પિત્રી નિર્મુખ જાય રે;
એ રે ભકતડો શ્રાદ્ધજ કરશે, બાઇ એને શી ચિંતાય રે. આદે.
વૈષ્ણવ જન તે વિવેકી તે, સઘળા કુટુંબ નોતરાં દેવડાવ્યાંરે;
મેહેતાજી ઘૃત લેવાને ચાલ્યા, જઈ બેઠા ઓચ્છવ માંહ રે. આદે.
અંતરજામીએ તતક્ષણ જાણ્યું, ધાઇ આવ્યા તતકાળ રે;
શ્રાદ્ધ સરાવી નાત તેડાવી, હાવે શી લગાડો વાર રે. આદે.
પાટ પીતાંબર પેહેરવા લાગ્યા, શોભિતા શણગાર રે,
સુવર્ણની થાળીએ ભોજન પીસ્યાં, પકવાન્નનો નહીં પાર રે. આદે.
અંતર્ધ્યાન થયા શ્રી હરિજી, મેહેતાજી ઘેર આવ્યા રે,
સ્રીએ પુછયું મેહેતાજી પ્રત્યે, આ ઘૃત કાજે લાવ્યા રે. આદે.
ફરીથી ધ્યાન ધર્યું માધવનું, આવ્યા અંતરજામી રે;
નરસૈંયાની જોડે જમીયાં, દાસ જદુરામના સ્વામી રે. આદે.

## મૂળદાસ.

### પદ.

કહો તો કૃષ્ણજી કહેજો રે, સો તો લેજો રામ નામ;
કહો તો કૃષ્ણજી કહેજો રે, મળે તો મળજો મહા સંતને રે.ટેક

ટળો તો અવગુણથી ટળજોરે, ભળો તો ભળજો પરિબ્રહ્મશું રે;
ગળો તો ગળજો જ્ઞાન. કહો તો.
શમ કરે તો મનને કરજો, દમો તો ઇંદ્રિ દમજો રે;
ઉદ્યમ કરો તો ભક્તિનો કરજો, રામ નિરંતર રમજો રે.
તીર્થ કરો તો તે હરિનું કરજો, નામ નિર્મળ જળ નહાવું રે:
પરિબ્રહ્મને ભેટતાં તે, જળ મળે જળ થાવું રે. કહો તો.
નિશા કરજો શ્રી નારાયણ નામની, વિષય વાસના ગાળો રે;
મૂળદાસ કહે મોંના અક્ષર, બાવનમાંથી ટાળો રે;
લ્યો તો લેજો રામ નામ, કહો તો કૃષ્ણજી કહેજો રે;

---

પદ.

જીવ તું છોડી ચાલ્યો કાયા રે, સંગ તેરી કોઇ નહીં આયા,
રાજા રાવણ આધે હુવો, રાય, દુવાઇ ફરતી;
હાં રે ઉનકી ભુંડી હવી કમાઇ રે,
ઉનકો હંસલો ગયો હાલી, પીંજરા પડી રહ્યા ખાલી;
સવા લક્ષ પુત્ર ને સવા લક્ષ જમાઇ,
વેદ પુરાણે કીધા ગાઈ. ઊનકો.
ઉંચી મેડી ને અજબ ઝરૂખા, તે પર જુગત જમાયા.
હાં રે પડ રહી છત્ર કેરી છાયા રે, ઉનકો.
ચંદ્રમા સુરજ આવી છત્ર ધરતા, બ્રહ્મા વેદ મુખ ગાઇ;
દેવતા લગ સર્વે આવી પાઇ રે. ઉનકો.
બાર મેઘ આવી પાણી ભરતા, પવન વાસીદું જાય વાહી.
શારદા કરતી તેની સહાઈ રે. ઉનકો.

રિદ્ધિ સિદ્ધિ આવી રસોઇ કરતી,
મૂળદાસ કહે સુણો ભાઇ, લેવી કર્મ તણી કમાઇ. ઉનકો.

---

## જીતો.[1]

મને માર્યાં છે મોહનાં બાણ રે, વહાલા તારી વાંસલડી,
મારા તમ વિના તલખે પ્રાણ રે, વીંધી મારી પાંસલડી. ટેક.
કાંમણ મોહણ ને વશીકરણ, ઉચાટણ ઉન્માદ રે,
આકર્ષણ અબળાને કીધાં, નાના વિધના નાદ. વહાલા.
ચતુરા રૂપ થઇ ચિત્રામણ, મોહ વારૂણી પાન રે,
સિદ્ધ સમાધીમાં જેમ શોભે, ફણિંદર મહુઅર ગાન. વહાલા.
પોંચી તો સોહાવી પગમાં, હાથે ઝાંઝર ઘાલે રે,
આંખે કેસર આંજતી કોઇ, કાજળ ટીલડી ભાળે. વહાલા.
કંદોરા સોહાવ્યા કંઠે, કટીએ બાધ્યા હાર રે;
વિપરીત વસ્ત્ર ધર્યાં છે વનીતા, વિભ્રમ કીધી નાર. વહાલા.
મહી મથતાં મંદિરમાં, મેલ્યાં, કોણે રોતાં બાલ રે;
જીતાના પ્રભુ અંતર જામી, પ્રેમ તણા પ્રતિપાળ. વહાલા.

## પદ.

મને વિઠ્ઠલ લાગે વાર, કા'ના લાવ ગાગરડી,
મારે નણદલ કેરૂં સાલ, વઢશે સાસુડી. ટેક.
જળમાં શીદ ઝકોળા મારો, હમણા એ નંદાશેરે;
આળ કરીને તમે અળગા રે'શો, મારી શી ગત થાશે. કા'ના.

---

૧ સાંભળ્યા પ્રમાણે આ કવિ જાતનો કોળી હતો !

શ્વાસોશ્વાસ ગણે ઘેર સાસુ, પીછે જે કાંઇ કીજે રે,
અગમ ગત અંદેશા બાંધે, તો શો ઉત્તર દીજે. કાંના.
નણુદી મારી નાંખડીને, સમડીની પેર સૂઝે રે;
હાહા કરતાં હાથો જોડે, ધડકે પ્રાણ જ ધ્રુજે. કાંના.
દુર્જનીયાં ઘણું દોહલાં ને, વસમો લોકાચાર રે;
સાસરીઉં નથી સોહલું એ તો, ખાંડા કેરી ધાર. કાંના.
અમો અબળાને થાય અવારૂ, સંગ સબળીનો જાય રે,
જીતાના પ્રભુ અંતર જામી, લાગુ તમારે પાય. કાંના.

---

## પદ.

ગુણવંતા ગિરિધર રાય, આવો મારે આંગણુંલે;
મારૂં હૈડું શીતલ થાય, તનના તાપ ટળે.
રાચ્યો લોહ ચમકની સંગે, × × × સાર રે;
મધુકર કમળ તણે દળ રાચ્યો, નરને રાચી નાર. આવો.
જળ વીના મીન તણી ગત જેવી, જ્યોત વિના દગ જેમ રે;
જીવ વિના જેમ દેહડી, પ્રીતમ વિના પ્રેમદા તેમ. આવો.
ચંદ્ર વિના જેવી જામની ને, દીપક વિના જેમ ધામ રે;
નીર વિના જેમ સરોવરીઉં, તેમ બળવંત પાખે બાંગુ. આવો.
દલ ભૂષણ જેમ હાથી અને, કામિની ભૂષણ કંથરે,
જીતાના પ્રભુ અંતરજામી, પ્રેમ તણો એ પંથ. આવો.

---

## રાજે ભક્ત.

### રેંટીયાનું પદ.

હું તો હરતી ફરતી ફેરવું રે રેંટીડો;
હું તો હરિ હૈયામાં હેરૂં રે. રેંટીડો.
રેંટીયામાં રંગ ઘણેરા, ભેદી હોય તે ભાળે રે;
હરૂં ફરૂં તો ઘણું કંતાયે, બેઠે બટ ન ચાલે. રેંટીડો.
આરા તો બે ચારેક છે ને, પાંખડીઓ દશ વીશ રે,
દામણી દશાની બાંધી, માળમાં આઇશ. રેંટીડો.
તોરણીયા ને ત્રાક તે તો, ત્રિવેણીનું તાંતુ રે,
માલેસરામાં માળ ફરે છે, કળ જડે તો કાંતું. રેંટીડો.
રેંટીડો તો ઘર ઘર છે પણ, કાંતી કોઇ એક જાણે રે,
તાંન કરી તરોડા પાડે, તત્વ તાર ના તાણે. રેંટીડો.
પરણ્યો પોઢે પાલખીએ તે, ફરે રેંટીઓ માટે રે,
નહીં ફરે રેંટીયો ત્યારે, સહૂ લાગશે વાટે. રેંટીડો.
રેંટીયાના રોલામાંહે, ઘર ઘંધો સહૂ ચાલે રે,
ફરતો દેખી રેંટીયો, સૂતરીઓ સામૂ ભાળે. રેંટીડો.
રામે આપ્યો રેંટીયો પણ, સૂતર સબળું દેખૂં રે,
હૂં મારૂં ચાલતાં સુધી, એને નહીં ઊવેખૂં. રેંટીડો.
ઘેર ઘેર ઘૂમે રેંટીડા ને, મેં તો મૂકી છાંડયો રે,
પાશેરામાં પૂણી કાતી, હવડાં મેં તો માંડયો રે. રેંટીડો.
જાળવું છું જતન કરી પણ, ભાગશે કો વારે રે,
રાજેના પ્રભુ અંતર જામી, નવો આપજો ત્યારે. રેંટીડો.

---

## વણજારાનું પદ.

કરજે એવું કામ તું, વણજારા રે,
જેમાં થાયે લાભ, લોક ધુતારા રે.
પ્રેમ નગરમાં પરવરે, વણજારારે,
વ્હાલપણે છે વાંણુ, લોક ધૂતારા રે;
ભાવે જો ભેલાડશે, વણજારા રે,
તારા પોઠીઠા પરખેત, લોક ધૂતારા રે.
ગુણો ભરજે જ્ઞાનની, વણજારા રે,
ટાંડૂ ટોળે હાંકય લોક ધુતારા રે.
પાંચ ચોર પૂડે થયા, વણજારા રે,
તૂં ચેતી ચાલે પંથ, લોક ધૂતારા રે.
સૂધે મારગ સાંચરે, વણજારા રે,
તૂં વાંકી વાટ ન જાશ, લોક ધૂતારા રે.
દાણી લણુ જ માગશે, વણજારા રે,
તાંહાં સતગુરૂ શબ્દે છૂટ. લોક ધૂતારા રે.
નવ નારીમાં તો રમે, વણજારા રે,
તારૂં બોતેર ભૂલે મન, લોક ધૂતારા રે.
નવ દ્વાર છે મોકળાં, વણજારા રે,
દશમી પોળ ઉઘાડ, લોક ધૂતારા રે.
કર્મ કઢાઇ મૂકજે, વણજારા રે,
હળવો થઇને હીંડ, લોક ધૂતારા રે.
સગું સાચું એક છે, વણજારા રે,
કહેવા માત્ર ક્રોડ, લોક ધુતારે રે.

એવું જાણી જાળવે, વણુજારા રે,
તારે જાત લગણુ છે જોર, લોક ધુતારા રે.
સાંજ સવારે ચાલવું, વણુજારા રે,
રહેવું નહીં નિર્વાણુ, લોક ધુતારા રે.
ભવની ભાવટ ભાગશે, વણુજારા રે,
તૂં નામે નેચું રાખ, લોક ધુતારા રે.
પ્રીતે પાર ઉતારશે, વણુજારા રે,
રાજેના રસિયા નાથ, લોક ધુતારા રે.

પદ.

હરિ હેત હોય ત્યાં આવે રે, એની ગત એવી;
લાડે પાડે લક્ષ્મી વરને, સહીયર શું સમજાવે રે એની.
ભૂપતનાં ભોજન મૂકીને, ભાતની ભાજી ભાવે રે, એની.
વહાલપણે જો વ્રજની ગોપી, તૂંકારે બોલાવે રે. એની.
વિવેક વિચારે નહીં વશ થાયે, પ્રીતને ભોગી કહાવે રે. એની.
રાજેના પ્રભૂ અંતરજામી, પ્રેમી જનને ફાવે રે. એની.

---

## ગોવિંદરામ. [1]

પદ.

હેત કરીને હરજી આજે, મારે ઘેર આવ્યા રે,
ભામિની મારૂં ભાગ્ય મોટું;

---

૧ બૃ. કા. દો. ના ભાગ બીજામાં આ કવિની હુકા વિષેની તેમ બીજી કેટલી કવિતા છપાઈ ગઇ છે તે વિના છૂટક કવિતા પણુ ઘણી છે.

આ ફેરામાં ફાવ્યા રે, મારે ઘેર.
નેહ કરીને નાથજી મારે.
નવલા નેહ ઉપજાવ્યા રે, મારે ઘેર.
દાસી ઉપર દયા કરીને;
રૂડા રંગ જમાવ્યા રે, મારે ઘેર.
દર્શન દીધાં ને કારજ સીધ્યાં.
સુખે તેડી લાવ્યા રે, મારે ઘેર.
ગોવિંદરામના સ્વામી શ્યામળા;
મોતિડે વધાવ્યા રે. મારે ઘેર.

પદ.

રૂપ રંગીલાનું જોયું રે, મારૂં મન મોહ્યું,
સાર નથી કાંઈએ સાહેલી;
આ તન સર્વે જોયું રે. મારૂં.
સુરતા સખીએ નિહાળી જોયું,
અનાત્મ સર્વે ખોયું રે. મારૂં.
ચિત્તડું મારૂં ચંપકવર્ણું,
પ્રેમની દોરીએ પ્રોયું રે. મારૂં.
ગોવિંદરામના સ્વામી શ્યામળા,
દુઃખડુ જન્મનું ખોયું રે. મારૂં.

પદ.

રસિયાજીની સાથે રે, હું તો ખાંતે ખેલી,
તુજ આગળ શું કહું સાહેલી;
સાંભળ મારી હેલી રે. હું તો.

પુણ્ય મારાં પ્રકટ થયાં છે,
પ્રીત કરી'તી પેહેલી રે. હું તો.
સેજલડીનાં સુખડાં સાલે,
કીધી રંગની રેલી રે. હું તો.
સુખ અલખ [1] કહ્યું નવ જાયે,
સાંભળ વાત વીતેલી રે. હું તો.
ગોવિંદરામના સ્વામી શ્યામળા,
આનંદ સાગર ઝીલી રે. હું તો.

પદ.

આનંદના ઓઘ વળીયા રે, મને મોહન મળીયા,
શરીર અમારાં શીતળ થયાં છે;
તાપ ત્રિવિધિના ટળીયા રે. મને.
ફરતાં ફરતાં ફાવી ગઇ છું,
ફેરા અમારા ફળીયા રે. મને.
સુરતા સખીએ નિહાળી જોયું,
નંદના નંદ નીકળીયા રે. મને.
મારાં હવે વાન વળ્યાં છે,
પ્રીતે પાતળીયો વળીયા રે. મને.
ગોવિંદરામ ગરીબની ઉપર,
અઢળક થઇને ઢળીયા રે. મને.

---

૧ લક્ષમાં ન આવે તેવો અકળ.

## ભાનુદાસ.

### ધોળ-પંદર તિથિઓ.

પડવે તે અબળાને લોની ઉગારી,
બીજે બાળકડાને લોને બોલાવી;
ત્રીજે તો તાલી તમો સાથે લાગી તો—
રૂપાળા રણછોડજી રે.
ચોથે તો ચિંતા ઉતારીને મારી,
પાંચમે પ્રેમ મગન ગિરિધારી,
છઠ્ઠે છબીલાજીશું લાગી છે તાલી તો—
રૂપાળા રણછોડજી રે.
સાતમે સાયર તારો તો તરીએ,
આઠમે અરજ તમો સાથે કરીએ;
નોમે નેહ મગનમાં ફરીએ તો—
રૂપાળા રણછોડજી રે.
દશમે દીનોનાથ દહાડી કે'વાયા,
એકાદશી વ્રત ગોમતી નાહ્યા;
ધન રે દ્વાદશી દર્શન પાયા તો,
રૂપાળા રણછોડજી રે.
તેરસે તન ધન સાથે રે જડીયાં,
ચૌદશે ભાયગ હમારાં ઉઘડીયાં;
પૂનમે દર્શન મુકટ કરીયાં તો,
રૂપાળા રણછોડજી રે.
સંતોને આશરે ભાનુદાસ રહે છે,

પ્રેમે મગનમાં ફરતા ફરે છે;
ડાકોરમાં ઠાકોર દર્શન દે છે તો—
કૃપાળા રણછોડજી રે.

---

## માધવદાસ.[1]

### પદ–રાગ સામેરી.

મથુરાની વાટે રે, હરિ રથ વહી ગયા રે,
પાછળ ઉડે રે ઝીણી ખેસ,[2]
એ રથ જાય રે મારા નાથનો રે,
જાય છે જાય છે વ્રજ કેરો સાથ. મથુરા.
કુમતનો કાંડ્યો રે અક્રૂર આવીયો રે,
લઇ ગયો ગોપીઓ કેરા પ્રાણ;
પાણીલાંને મિસે રે બહેની જોવા નીસરી રે,
ઉભી ઉભી ઘસતી બેહુ હાથ. મથુરા.
રૂએ રૂએ ગોપી રે રૂએ ગોવાલીઆ રે,
રૂએ જમનાજીનાં નીર;
ઓ પેલી કુબ્જા રે, દાસી કંસની રે,
તેણે એનાં હરી લીધાં છે મન મથુરા.
જમનાની તીરે રે, કદમ કેરાં ઝાડવાં રે,

---

૧ સુરતનો વાલ્મીક કાયસ્થ, એનાં રચેલાં કાવ્ય. બૃ. કા. દોહનના ભાગ ૮ ના પૃષ્ટ ૫૬૩ પ્રસિદ્ધ થયાં છે. કાવ્યો ઉત્તમ પંક્તિનાં છે. ૨ રજ.



"મથુરાની વાટેરે હરિ રથ લઇ ગયારે"

પૃષ્ઠ ૭૦.

ઉપર ચડીને નીહાળું મારા નાથ;
જળ જમનાને કાંઠે રે
બલીહારી જાય છે, માધવદાસ. મથુરા.

---

હીંદાળાનું પદ રાગ-માળવ ગોડી.

હીંદોળો નવ રંગો સનર્ના,
તાંહાં રે ઝુલે શ્રી વલ્લભરાય;
ચાલો રે હેલી જોવા જઇએ,
એ સુખ સોભા કહી નવ જાય. હીંદોલો.
નવ રંગ કનક ખંભ દો સુંદર,
નવ રંગ દાંડી સોહીએ ચાર;
નવ રંગ ચોકી તકીઆ ગાદી,
નવ રંગ મોતીનાં ઝુમખાં ચાર. હીંદોલો.
નવલ રાય નવ રંગી રાણી,
નવ રંગ જુવતી ઢોળે વાય;
નવ રંગ મોર કળા કરી નાચે,
નવ રંગ જમનાજી લેહેરે જાય. હીંદોલો.
નવ રંગ પુષ્પ વૃષ્ટી વ્રજ ઉપર,
ઇંદ્ર મુદીત દુંદુભી વાય;
નવ રંગ ભક્ત તણાં મન ફુલ્યાં,
માધવદાસ બલીહારી જાય. હીંદોલો.

---

# રવિદાસ.

## પદ.

હરે હરે કોઈ જાગંદા, સ્વપ્નેકી બુદ્ધિકો સમાવે રે;
કોઇ જાગંદા. ટેક.
કહા ભયો જાગ્યો દિન ચારી, સ્વમ ગોદ મદમાતી;
જેંસા ચંદા બીજકા પ્રકટયા, ફેર અંધેરી રાતી. હરે.
ગાવે બજાવે કરે કલોલા, કાળજે ન પડીયા છેદા,
જેંસા પત્થર પાણી માંહે, ભીંતર કછુ ન ભેદયા. હરે.
સમજ્યો નહીં સદ્‌ગુરૂની શમશ્યા, નિરખ્યાં નહીં વિરાટા;
ખબર કરી દિલ ખોજ્યા નાહીં, ઉઘડયા નહીં કપાટા. હરે.
મારગ બંકા કર લે ડંકા, નહીં કાયરકા કામા,
સત્ય શબ્દ સદ્‌ગુરૂકો ગ્રહી લે, દેખ તપાસી નામા. હરે.
રવિદાસ સત ભાણુ [1] પ્રતાપે, ચેત્ય ચેત્ય સવેરી;
ચુકયા તો ચોરાસી માંહી, બહોત ફરેગા ફેરી. હરે.

## પદ.

હરે હરે કોઇ નિર્ખંદા, સત શબ્દકો સ્વરૂપ.
હરે કોઇ નિર્ખંદા. ટેક.
મૂળ શબ્દ કહો કાંહાંસે ઊઠે, કાંહાં રહીકે બોલે;
કોણુ દેશમાં શબ્દ બિરાજે, કહો તત્ત્ વિચારી તોલે.
હરે કોઇ.

---

૧ વેદાંતના હસ્તામલક નામના કાવ્યના કર્તા કવિ ભાણુદાસ, નો આ રવિદાસ શિષ્ય જણાય છે.

કેતના લંબા કેતના ચોડા, કેતના હે ઊનમાના;
મોંહી ગરીબકુ કહી સમજાવો, કરી બતલાવો ધ્યાના. હરે કોઈ
કેતના હલકા કેતના ભારે, ખારા હે કે મીઠા;
કેસા રૂપ શબ્દકા સાધુ, શબ્દ કીસ વિધ દીઠા. હરે કોઇ
• ખેમદાસ રવિદાસકુ બુઝે, ગમકા ગગના ફોડી;
ભયે સ્વતંતર સતગુરૂ શબ્દે, કાંહાં સમેગા દોરી. હરે કોઇ

પદ.

હરે હરે કોઇ લેહંદા, સત શબ્દકો વિચાર
હરે કોઈ લેહંદા. ટેક.
મૂળ શબ્દ નાભીસે ઊઠે, ત્રિવેણી રહી બોલે;
શૂન્ય મંડળમેં શબ્દ બિરાજે, કોઈ ખડતલ સાધુ ખોળે. હરે
જેસા મંદિર દીપક ધરહી, એસા શબ્દ અરંગા;
દ્વાદશ આંગળ બહાર લંબા, ચોડા હે સર્વંગા. હરે કોઇ
હલકા તો સાધુ નહીં માને, તેથી ખારા કહીએ;
મીઠા સો મર્જાદા ગુરૂકી, શાંત બુદ્ધિએ રહીએ. હરે કોઇ
અર્થ ન સુઝે અટપટ એંસા, તેથી ભારી કહીએ;
જે સંત જાણે અગમ ગત ભાંખે, એસા વીરલા કોઇ. હરે કોઈ
દો કમળકી અણી અગ્રપર, રૂપ શબ્દકા દેખા;
સુરતા શબ્દમેં લીન ભઈ તબ, દીયા કર્મપર મેખા. હરે કોઇ
છતે પિંડ જો સન્મુખ દેખે, દ્વાદશ આંગળ જબહી;
બ્રહ્મ ચક્ષુ ભયે બ્રહ્મ અગનસુ, ગ્રહી વાસના જબહી. હરે કોઇ
ભયે સ્વતંતર સતગુરૂ શબ્દે, ધટ મઠ પટ દર્શાયા;
રવિદાસ કહે પિંડ પડે તો, શબ્દ નિરાધાર સમાયા. હરે કોઇ

પદ.

હરે હરે કોઇ રેહંદા, ઉન્મુનિ મુદ્રાકી માંઇ.
હરે કોઇ રેહંદા. ટેક.
ખમીયા ખલટા સંતોષ ટોપી, લેય ફકીર ફકીરાઇ;
સહેજે સેલી અનભે આડબંદ, શીલ લંગોટા સાહી. હરે કોઇ
કરણી કુંડી ધીરજ ધોકા, પાતર પ્રેમદા પાસી;
નિર્મળ ફરવા ફૂલ ફકીરા, કરે ફૂલ આહારવાસી. હરે કોઇ
ઉલટી નાડી ચઢી ખુમારી, કરે ઊનકી આશા;
આદમકુ ઉલટી ઉલટાવે, દેખે દંત તમાસા. હરે કોઇ
ફના કરે સો અદલ ફકીરા, ફર્યા ના જાણે કરતા;
રવિદાસ ગેબી ગુલતાની, નહીં જીવત નહીં મરતા. હરે કોઇ

---

પદ.

મારેલાં શબ્દોનાં બાણુ રે,
સતગુરૂએ અમને મારેલાં શબ્દોનાં બાણુ. ટેક
નાભી કમળથી વ્હાલા, સુતેલી જાગી વ્હાલા.
ભીતર પ્રકટયાં છે બાણુ રે, સતગુરૂએ.
બલકે વીંધ્યા રે મારા પ્રાણુ રે. સતગુરૂએ.
મટી ગઇ રજની ને ભયાં અજવાળાં વ્હાલા,
કોટીક પ્રકટયા છે ભાણુ રે. સતગુરૂએ.
માન સરોપર મુક્તાફળ મોતિ વ્હાલા,
મરજીવો ખેલે મેદાન રે. સતગુરૂએ.
બાવન અક્ષરથી બાહેર બોલે વ્હાલા,
ના સૂઝે પોથા પુરાણુ રે. સતગુરૂએ.

માંડવીએ જઇને દાણ ચુકવજો વ્હાલા,
દાણીલો નહીં માગે દાણ રે. સતગુરૂએ.
કહે રવિદાસ વ્હાલા, ગુરૂ પ્રતાપે વ્હાલા,
નેનોમાં ગડગડીયાં નીશાણ રે. સતગુરૂએ.

---

## હીમો ભકત.

### પદ—રાગ રાજીયો.

### ( સ્ત્રીઓ મુઆ પછી ગાય છે તે )

હરિ સ્મર્ણ કર હેતમાં રે, જીવ ચેતણું તું ચેત રે;
આ રે અવસર આવે નહીં, ગુણ ગાને ગોવિંદ રે. હરિ.
આ તો માળી વેડે ફુલવાડીઓ રે, કળીઓ કરે રે વિચાર(૨)
માળી વેડે ફૂલ વાડીઓ, કળીઓ કરે રે વિચાર. (૨)
આજ તો વારો અમારડો, કાલે તમ શિર ભાર રે. હરિ.
કોની ગાય ને કોનાં વાછડાં રે, કોનાં માય ને બાપ. (૨)
અંત કાળે જાવું એકલાં, સાથે પુણ્યને પાપ રે. હરિ.
આ તો ધુમાડાના બાચકારે, હાથમાં આવે નહીં કાંય.(૨)
મારૂં મારૂં મીથ્યા કરો. કરો સાધુનો સંગ રે. હરિ.
મરનારાને પ્રાણી શું રડો રે, રોનારાં નથી રહેનાર. (૨)
જાયા તે જીવ વહી ગયા, જાણનારી જરૂર જનાર રે. હરિ.
કઠણ ચોટ માથે કાળની રે, મર્ણ મોટેરો માર. (૨)
તેમાંથી કોઈ નવ ઉગરે, કોણ રંક કોણ રાય રે, હરિ.(૨)
હીમો ભકત રમે રંગમાં રે. રમે દિવસ ને રાત (૨)
મારૂં મારૂં મીથ્યા કરો, કરો સાધુનો સંગ રે. હરિ.

---

## *વ્યાસ છગન.

### પદ.

### સાસુ વહુનો ઝઘડો.

### ( ભોજા ભકતના ચાબખાને રાગે. )

વહુ—

પ્રભુ હું તો લાગું તમારે પાય,
ક્યારે મારી સાસુ ઠેકાણે થાય ?
ઘડીએ ઘડીએ વાટ જુએ ને,
રાંડ લડવાને તત્પર થાય;
વગર વાંકે લડે અકર્મણ,
ત્યારે ભાળવાને લોક ભરાય; પ્રભુ.
એક ઘડી મુને જંપવા રે ના દે,
મેં તો ઠરીને ના રે બેસાય;
એના દેખતાં સહીયર સાથે,
મેં તો કાંઇ પણ વાત ના થાય; પ્રભુ
રસોઇ કરવાને પેસે નહીં ને,
રાંડ ખાવાને તત્પર થાય;
(વળી) રોટલા લેઇને બારણે બતાવે,
આ દુઃખ કેમ રે ખમાય; પ્રભુ.
પાકો પાકો રાંડ પેહેલાં રે ખાઈ લે,
ને કાચો બતાવવાને જાય;
નિત્ય ઉઠીને રાંડ પજવે ઘણેરૂં,

* કોઇ આધુનિક માણભટની આ કવિતા સ્ત્રીઓનાં મન ખુશી કરવા માટે બનાવેલી જણાય છે.

આ દુઃખ કેમ સેહેવાય; પ્રભુ.
માથું જોવાને એને દાડી બેસાડું પણ,
તેલ ના ઘાલવા દે માથામાંથ.
વગર તેલે વાળ ખેંચાય ઘણા,
રાંડ બડવાને મંદિર જાય. પ્રભુ.
સારૂં લુગડું પેહેરૂં ઓઢું તો,
તે દેખી ના રે ખમાય;
મારા સ્વામીએ કાંઇ આપ્યું હોય તો,
રાંડ મારવાને મંડી જાય. પ્રભુ.
એવી રીતે સાસુરે પજવે,
એ દુઃખ કેમ ખમાય;
અભાગણીને હાથે રે સોંપી,
મા! મરજો બાપ ને માય. પ્રભુ.
એવી રીતે સાસુરે પજવે,
હવે કરવો તે શો રે ઉપાય;
વ્યાસ છગન કહે બાળપણામાં,
મને જુદું રહેવાને મન થાય; પ્રભુ.

સાસુ—

અરજ કરે સાસુ સુણને વ્રજરાય,
જાય આવી વહુ તો ટાઢું થાય!
એના પીયરમાં તો કરે સવાયું,
રખે કાંઇ બાકી રહી જાય;
સાસરે આવીને અડે નહીને,
રાંડ ખાટલો કે ખૂણો સ્હાય. અરજ.

કોઇ દિન કહે મુને પાસું ઝાલે છે,
કોઇ દિન માથું રહાય.
કોઇ દિન કહે મારા પેટમાં રે દુઃખે,
વળી કોઇ દિન તૂટે પાય. અરજ.
એને દળણું લેઇને ઘંટીએ બેસાડું,
ત્યારે ઘંટીએ ઉંઘી જાય;
ઘણાં કુતરાં ભેગાં મળીને,
એનો લોટ તે ચાટી જાય. અરજ.
મારા છોકરાને ખોટું ભણાવીને,
ભંભેરે ગામની માય;
છોકરો મારો વશ થયો એને,
રાંડે કામણ કરાવ્યું છે કાંય. અરજ.
આગળ હતો મારો હીરા જેવો,
મુને કહેતો આવતો માય;
ધુવડ જેવો મારો છોકરો રે કર્યો,
મારૂં કાળજું ફાટી જાય. અરજ.
આ મારે કર્મે ક્યાંથી લખી'તી,
એના બાપનું ઉછેદીયું થાય;
એ વહુ મરે તો લાપસી કરી ખાઉં હું,
કરૂં દહેરે દહેરે દીવાય. અરજ.
ઘેર ઘેર જઇને વાતો કરે પછી,
લોક સાંભળવા ભરાય;
વ્યાસ છગન કહે એવી વહુથી,
ઘરની આબરૂ જાય. અરજ.

# ગોપાળદાસ.[1]

## પદ.

સખી સાંભળો તો કહું એક વારતા રે,
મુને સાંભર્યું તે કાંઇક સંભારતાં રે;
હું તો હરજીને જોવા નિસરી રે,
સંસારની વાતો તે વિસરી રે.
હું તો હરજીને જોતાં હું ટળી રે,
જેમ સાગરમાં સરીતા ભળી રે.
હવે પરમ પદ તે મેં શો કર્યો રે,
પ્રપંચનો તે વૈકુંઠ વિસર્યો રે.
મારાં અનંત લોચન ઉઘડયાં રે,
સર્વે રામજીનાં રૂપ દ્રષ્ટે પડયાં રે;
હું તો જ્યાં જોઉં ત્યાં તેજ તેજ રે,
મારા મનમાં વિચારૂં તો એજ એજરે.
સર્વ પરિબ્રહ્મ કેરાં પુતળાં રે,
રૂપ એકપેં એક અતિ આગળાં રે.
દશે દિશાએથી સન્મુખ થયાં રે,
જેવાં વેદે કહ્યાં તેવાં મેં લહ્યાં રે.
નખ શિખ લગી હરજી વ્યાપી રહ્યા રે,
મારા હ્રુદય કમળમાં વસી રહ્યા રે.

---

૧ આ વેદાંતી કવિની કવિતા, આખા ભકતની કવિતા જેટલી જ ઉત્તમ અને બોધદાયક છે. અને તેથી કહેવત છે, કે " આખાએ કર્યો ડખો ગોપાળે કરી ઘેંસ " તે આજ કવિ ગોપાળદાસ.

એક ઠામેથી અળગા ન થયા રે,
હસ્તીથાંહી ને અણુમાં રહ્યા રે.
ભૂલી હુતી તે ધન ઘરમાં જડયો રે,
આનંદ ઉપજ્યો ને હૈડે હર્યો રે.
મને ખોળતાં ખોળતાં તે કાંઇ લાધ્યુ રે,
લાધ્યું અખીલ બ્રહ્માંડ બાધુરે.
બાધુ અખીલ બ્રહ્માંડ નિહાળતો રે,
થઇ તદ્દવત રૂપ સંભાળતાં રે.
સર્વે વસ્તુ તણો વેરા ટળ્યો રે,
જેને જોતી હુતી તે મુજમાં મળ્યો રે.
હવે સફળ જન્મ થયો માહરો રે,
મળ્યો બાવન અક્ષરથી બાહરો રે.
સર્વ પ્રપંચ પુરાણુ પરાં વળ્યાં રે,
દાસ ગોપાળના સ્વામીને જ્યારે મળ્યા રે.

પદ.

આવો દુર્લભ રે હરિજનનો સંગ, રૂડો સંત મેલાવડો;
જો રે સંત સભા શીતલ સદા, સભા માંહી રમે રણછોડ.
અડસઠ તીર્થ ત્યાં કને, તે તો ઉભાં કર જોડ. રૂડો.
જીરે ગ્નાન કથે અનુભવ આણી, મારે હૈડે રે હરની પ્રતિત;
આદે અંતે મધ્યે એહ છે, મેં તો બાંધી રે કાંઇ પૂરણ પ્રીત.રૂડો.
જીરે વેગેથી વૈષ્ણવ પધારિયા, મારે ટળીયું રે વૈકુંઠનું કામ;
મહિમા પ્રીછ્યો રે મહંતનો, મન પામ્યું રે પદમાં વિરામ.રૂડો.
જીરે સંત ચિંતામણિ કલ્પતરૂ, મારે સાધુ રે સાચી કામધેન
રિદ્ધ સિદ્ધને શું કીજીયે, દાસ ગોપાળને બાળા અણુરેણુ. રૂડો.

પદ.

નિજ નામ શ્રી કૃષ્ણજી હે, અનાદિ અક્ષરાતીત જી રે,
સો તો સબ જાહેર ભયે હે, સબ વિધિવત્ સહી તજી રે.
શ્રી સામાં વસત હે મોયે સત સુખકે દાતારજી રે,
વિનતિ એક વલ્લભજીકે અંગના કે આધારજી રે.
યે વાણી મેરે પિયુજીકી ન્યારી જુએ સંસારજી રે,
નિરાકાર કે પારહે ઉસ પારનકે બિપારજી રે.
અકટા મોયે ઉપનિ મેરે કરવા એહિ વિચારજી રે,
સત વાણી મથકે મેલે ઉનકા સારજી રે.
સારમાં સત સુખ હે સો મેં નિર્ણય કર્યો નિર્ધારજી રે,
એઇ સૂખ દેઉ મેં બ્રહ્મ સૃષ્ટિકું તો મેં અંગના નારજી રે.
આયો આનંદ અખંડ ઉધરકો અક્ષરાતીત ભર્તારજી રે,
કહે ગોપાળ ગુરૂ ગમસે ખેલો તવહી ઉતરો પારજી રે.

પદ—( માળા )

એવી સકળ નિહાળી મોટી માળા રે,
જેનો મહિમા છે અનંત અપારા રે.
દોરી શબ્દા રે તંતુ ન તુટે રે,
જેમ છે તેમ આત્મ ન છુટે રે.
સૂત્ર અગમ નિગમ કરી ભાળો રે,
નાના વિધિના તે મણકા નિહાળો રે.
માળા બાંધી ભીતર હૃદીયા માંહ્ય રે,
માળા ન પડે નવ લોપાય રે.
માળા માંહી માધવ લપટાણા રે,
અળગા ન થાય હરિ પરોવાણા રે.
પરોવ્યાં અડસઠ તીર્થ ગંગા કાશી રે,

પ્રોવ્યા તેત્રીશ ક્રોડ અઠ્યાશી રે.
પ્રોયા નવ લખ તારા સુરજ ચંદ્ર રે,
પ્રોયા બ્રહ્મા મહેશ્વર ઇંદ્ર રે.
પ્રોયા પંચમા ભૂત ચૌદ લોક રે,
સ્મરણીમાં ફૂળ છે રોક રે.
માળાએ અનંત લોચન ઉઘડયાં રે,
અણુછતાં કર્મ ત્રિવિધ ટળ્યાં રે.
એવી અખુટ અખંડ જપ માળા રે,
માળાએ મનની કાશળ ન ટાળી રે.
મન ચંચળ નિશ્ચળ કરી લીધું રે,
ભક્તિ મુક્તિનું કાર્ય સીધ્યું રે.
માળાનો મર્મ જે કોય જાણે રે,
તેને વૈષ્ણવ વેદ વખાણે રે.
માળા ધરી શુક સનકાદિક જોગી રે,
દત્ત ભરત જનક એના ભોગી રે.
માળા હ્રદયે શંકરને શોભે રે,
શુકદેવજીનું મનડું મોહે રે.
ગુરૂ સૂમરાએ[1] દયા કરી દીધી રે,
દાસ ગોપાળને માળા આલી સીધી રે.

પદ.

સમજ રે મન આપો આપ, સચરાચર હરિ છાપ;
જો મીટે તેરો ત્રિવિધિ તાપ, પૂર્ણ આનંદકારી. સમજ.
રૂપ અરૂપ સકળ રામ, વ્યાપકહી અનેક ઠામ;
કંચન સો એક નામ, ઘાટકી ગત ન્યારી સમજ.

---

૧ ગોપાળદાસના ગુરૂનું નામ હશે ?

જળ તરંગ એક અંગ, ઉપજત ફુટી હોત ભંગ;
હોત ન્યારો રેહેત સંગ, અપરમ ભારી. સમજ.
જન ગોપાળ ચેત ચેત, મનુષ્યા દેહ ઉત્તમ ખેત,
કોણ સમજે હરિકો હેત, જીતી બાજી હારી. સમજ.

## જાગેશ્વર.

### પદ

### ( શ્રી ઠાકોરજીને વિનતિ )

મમ અપરાધ ન મન ધર માધવ, હું છું દીન તમારો, ટેક.
દયા ન કીધી દીન સંગાતે, પર પીડા નહીં જાણી,
તે અપરાધ ન મન ધર માધવ, સત્ય ન ભાખ્યો વાણી,
માયા મોહતણે મદ રાચ્યો, રમ્યો અનુપમ રંગે,
તે અપરાધ ન મન ધર માધવ, રહ્યો ન સાધુ સંગે.
હરિ કથા શ્રવણે ન સાંભળી, વેદ પુરાણ ન જાણ્યું,
તે અપરાધ ન મન ધર માધવ, હરિસેં હેત ન આણ્યું.
ન ગયો તીરથ વ્રત ન કીધુ, રેવા નીર ન નાહ્યો,
તે અપરાધ ન મન ધર માધવ, હર્ખે હરિ ન ગાયો.
પ્રયાગ ન માધવટો મેં કીવો, ત્રિવેણી સંગમ રહીને,
તે અપરાધ ન મન ધર માધવ, રહ્યો ન તીરથ ગ્રહીને.
ન ગયો કાશી ન થયો સંન્યાસી, મણિકર્ણિકા નહીં નાહ્યો
તે અપરાધ ન મન ધર માધવ, ભૂલ્યો ફર્યો ભમાયો
પંચકોશી પ્રદક્ષિણા ન કીધી, અવગાહન એક વાર
તે અપરાધ ન મન ધર માધવ, ન પૂજ્યા વિશ્વાધાર.
નારાયણનૂં પદ ન પૂજ્યું, સોલે પદ સંગાતે,
તે અપરાધ ન મન ધર માધવ, ગયા ન ગયો જાતે.
આદ્ય પુરી જે અયોધ્યા ને. ચિત્રકૂટ ન જોયું,

તે અપરાધ ન મન ધર માધવ, સર્યું શીસ ન ધોયું. ૩૩
ગોદાવરી ગૌતમી ગંગા, પંચવટી ના પામ્યો,
તે અપરાધ ન મન ધર માધવ, ન ગયો નાશીક સ્હામો.
શ્રી ગોકુળ મથુરાની લીલા, શ્રી કૃષ્ણે જ્યાં કીધી,
તે અપરાધ ન મન ધર માધવ, નયણે નિર્ખી ન લીધી.
યમનાજીમાં સ્નાન કરીને, શ્રીનાથજી નહીં નિર્ખ્યો,
તે અપરાધ ન મન ધર માધવ, હેતે જોઈ ન હર્ખ્યો.
જ્યાં પ્રભુએ વાંસલી વગાડી, તે વ્રજ વન નહીં જોયું,
તે અપરાધ ન મન ધર માધવ, પુષ્કર પાપ ન ધોયું.
દ્વારામતી ગોમતી સાગર, સંગમ સ્નાન ન કીધું,
તે અપરાધ ન મન ધર માધવ, ગંગા દાન ન દીધું.
શ્રી રણછોડજી ના જોયા, ચર્ણોદક નહીં પીધું,
તે અપરાધ ન મન ધર માધવ, ભાવે ભજન ન કીધું.
જ્ઞાન ગીતા કથા ન સાંભળી, હરિ ચર્ચા કહેવાય,
તે અપરાધ ન મન ધર માધવ, એળે જન્મ ગમાય.
રામ કૃષ્ણ હૃદીયામાં રાખી, ગુણ ગોવિંદ ન ગાયા,
તે અપરાધ ન મન ધર માધવ, જીવ બંધાયો માયા.
શ્રી ઠાકોરના મંદિર સ્હામું, રહી ન નામ્યું શીસ.
તે અપરાધ ન મન ધર માધવ, નહીં સેવ્યા જગદીશ.
અવગુણ કોટી જન્મ જન્મના, જે અમારા જાણો.
તે અપરાધ ન મન ધર માધવ, હૈયે હેતજ આણો. ૩૪
જન જાગેશ્વર કરે વિનતી, હરિ હૈયાસું ધરજો,
તું તાહરૂં બીરદ રાખીને, સહાય અમારી કરજો.
તારા નામ તણી મેં ધારજ, રાખી જાણી હઇયે,
તુજ વિના સંસાર તણો તે, કોથી પાર ના લહીએ.
એ પ્રભુને વિનતિ કહી તે, જે નર નારી કહેશે,

તે ઉપર હરિ દયા કરશે, મન માન્યું ફળ લેશે.
હેત કરી જે કાને સુણશે, હૈયાસું તે ધરશે,
જન્મ જન્મનાં પાતક ખોશે, ભવથી પાર ઉતરશે.

### પદ.

ગોવિંદના ગુણ ગાઇએ, પ્રભાતે ઉઠી,
મુખથી બીજૂં ન બોલીએ, ભાષા નિત્ય જૂઠી. ગોવિંદ.
હરિ ચર્ણે ચિત્ત રાખીએ, ધરીએ ત્યાં માયા,
કર્મતણા બંધ છૂટીએ, નહીં પામો કાયા. ગોવિંદ.
એથી અદકું કો નહીં, જો જીવમાં જાણો,
મનસા વાચાએ કરી, હરિ હૈયામાં આણો. ગોવિંદ.
આશા રાખો એ તણી, જેણે જગત નિપાયો,
સંકટ હોય સંસારનાં, તાંહાં આવે ધાયો. ગોવિંદ.
એક જ એહના નામથી, બહુ બંધન ટળીએ,
જન જાગેશ્વરના પ્રભુ, જઇ ચર્ણે મળીએ. ગોવિંદ

### પદ.

નારાયણના નામને, રાખો મન માંહે,
પાતક જાયે જન્મનાં, વળગાડે બાંહે. નારાયણના.
કર્મ સંજોગને કારણે, ફેરા બહુ ફરવા,
લાલચ લાગ્યો પ્રાણીયો, બહુ ધંધો ધરવા. નારાયણના.
માયા મોટી મન તણી તેણે સહુ કોય બાંધ્યું,
કર્મતણું એ પારખું, મેહેલાવે રાંધ્યું. નારાયણના.
જો જગદીશને જાણીએ, તો કૂડ ન કીજે,

જીવ દયામાં રાખીએ, સાધુ સંગત લીજે. નારાયણના.
બીજા રસ સહુ મૂકીને, અમૃત રસ ચાખો;
જન જાગેશ્વરના પ્રભુ, સદા હૈયામાં રાખો. નારાયણના.

પદ.

પ્રભુને પાયે લાગીને કહેજો, વિનતિ એક અમારી,
ઉદ્ધવ આવીને સુખ લેજો. પ્રભુને.
અબળાને આશા એક મોટી, મળવાની મનમાંહ્ય,
તમ વિના કો નથી રે અમારે, જેની વળગૂં બાંહ્ય. પ્રભુને.
હોંસ ભરેલાં છું હૈયામાં, વિરહ વેદના વ્યાપી,
અવધનો આધાર ધરીને, પ્રાણ રહ્યો છે પાપી. પ્રભુને.
તમથી અંતર અમો ન આણ્યો, જો જગજીવન જાણો;
જન જાગેશ્વરના સુખકારી, હેત હૈયામાં આણો. પ્રભુને.

પદ.

હરિ ચર્ણે ચિત્ત બાંધ્યૂં રે, બાઇ મારૂં હરિ ચર્ણે ચિત્ત બાંધ્યું.
પૂર્વ જન્મનાં પુણ્યજ ભારે, આ જન્મે ફળ લાધ્યૂં રે. બાઇ.
સુંદર રૂપ રંગીલો દેખી, સઘળાનૂં મન મોહ્યું;
જે દુઃખ હતું હૈયાનૂં, તે એણે અમારૂં ખોયું રે. બાઇ.
એના ગુણનો પાર ન પામે, બ્રહ્માદિક કો ક્યાંહે;
તે ગોપી ગોવાલાં સાથે, રમીયો ગોકુળ માંહે. બાઇ.
અમને માયા એવી દેખાડી, તે મુખથી શું કહીએ,
જન જાગેશ્વરના પ્રભુ પાખે, ક્ષણ અળગાં કેમ રહીએ. બાઇ

પદ.

મન મોરલીધર ભાવ્યો રે,
બાઇ મારે મન મોરલીધર ભાવ્યો.

એહેનું રૂપ અનુપમ જોઇને,
હર્ખ હૈયામાં આવ્યો રે. બાઇ.
જેનું ધ્યાન ધરે જોગેશ્વર,
મુનિવર શોધ ન પાયો;
તે શ્રી નંદ જશોદાજીએ,
પુત્ર કરીને લડાવ્યો રે. બાઇ.
કોણ પુણ્યે પામી વ્રજ વનિતા,
જે જદુનાથ નચાવ્યો;
જન જોગેશ્વરનો પ્રભુ પ્યારો,
ગોપી વર કહાવ્યો. બાઇ.

## ભવાન ભક્ત.

### પદ–( વસંતની હોરી ).

વેગળો રહે વિઠલા વારૂં,
અમે તો વહુવારૂ રે;
વેગળો રહે રે વિઠલા વારૂં.
ચીર ફાટશે ને ચોળી ભીંજાશે,
અલ્યા મહી ઢોળાશે મારૂં રે. વેગળો.
વાંસે રહી પીચકારી મારે છે,
તોલ ઘટશે તારૂં રે. વેગળો.
અબીલ ગુલાલ મારી આંખમાં નાખે,
લોકડીયાંનુ લારૂં રે. વેગળો.
ભક્ત ભવાન પ્રભુ હોળી રમે છે,
તેમાં કોણ જીત્યું કોણ હાર્યું રે. વેગળો.

## નારાયણદાસ.

### પદ.

હીંદોળે હીંચે નંદ નંદન, હીંદોળે.
લાડકડી રે પ્રખુભાન કુમારી,
નવ જોબનમાં ને નવા નવા રંગે
નવલ નત્રલ સહુ વ્રજનારી. હીંદોળે.
નવરંગ હીંદોળે નવજ મોતિ,
નવલ આભુષણ સોહે અંગ,
નવલ શણગાર સજે મૃગ નયણી.
નવલ જોબન ને નવલે રંગ. હીંદોળે.
નાચે ગોપી ને નચાવે ગિરિધર,
કેલી કળા ગોપી હરિની પાસ.
નારણદાસ નીશ દિન આનંદમાં,
કૃપા કરી રે વૈકુંઠનાથ. હીંદોળે.

## *ક્રીદરૂજી ભક્ત.

### પદ—રાગ પ્રભાત.

### ( સાત વાર )

વારે વારે તુજને કહું, દેહ દુર્લભ જડયો, ચેત્ય હવડાં હરિ
આજ મળશે.

---

* આ કોઈ ઉપદેશક ભક્ત કવિ જણાય છે. તેણે સં-સ્કૃતમાં ગર્ભગીતા રચી છે. તેમ હિંદીમાં પણ દાણલીલા વગેરે કેટલાક કાવ્યો રચ્યાં છે.જૂના વખતના બ્રાહ્મણોમાંથી કેટલાક, બીજા લોકોને ઉપદેશ કરી, કંઠીઓ બાંધી શિષ્ય કરતા, ને



હીંડોળે હીંચે નંદન નંદ

પૃષ્ઠ ૮૮

ચારે ખાણુ ફરી આવ્યો તું જીવડા, શરણુ જા સંતને કામ
સરશે. વારે વારે.
રવિવારે સંસારના ક્લેશથી તું તળ્યો, કર્મ ઘાણી વિષે તું
પીલાયો; પાહાણુ મમતાતણો કંઠશું બાંધીયો, એળે આયુષ્ય
ગયું ક્યાં ભમાયો, વારે વારે.
સોમ સીતલ થઇ, સંત ન સેવીયા, લાજ લાગી હરિ નામ
દેતાં, શ્વાન ગર્ધવતણી પેરે શું જીવીયો,
૪ટ મૂર્ખા ભારે મારી માતા. વારે વારે.
મંગળ નામ હરિ હીરો ખોઇને,

---

તેમના તરફથી મળતી ગુરૂ દક્ષિણામાં પોતાનું ગુજરાન ચ-
લાવતા. વરસોડાના કે હરજીવન ઉર્ફે. ઋષિરાજ, અને નથુરામ
શર્મા આજ ધંધો કરે છે. તેમ નૃસિંહાચાર્યની પદ્ધતિ પણ
ઘણેક ભાગે આવી જ હતી. આ કવિની મહામતિ અને ઈંદ્રાવતિ
તેમ બીજી કેટલીક સ્ત્રી શિષ્યાઓએ પણ વેદાંતની કવિતા રચેલી
છે. તેમજ તેમનો પુત્ર મૂળજી ભક્ત પણ કવિ હતો. ભીમ
ગીતાની લખેલી પ્રતમાં લેખકે આરંભમાં તેમ ઘણે સ્થળે
તેને કૃષ્ણની જગોએ મૂકેલો છે. તે ઉપરથી જણાય છે, કે
લેખક તેનો શિષ્ય હોવો જોઇએ. કેટલીક જગોએ તો તેને
કૃષ્ણના જેટલુંજ માન આપેલું છે. ( એક સમે કીદરજી ઓધવ
બેઠા વાતો કરે. ) એ પ્રત સંવત ૧૮૩૦ ના ભાદરવા
સુદિ ૯ ને બુધવારે લખેલી હોવાથી તે વખતે આ કવિ
હયાત હોવાનું અનુમાન થાય છે. પુરૂષ મંડળમાં પણ પ્રેમાનંદ
અને બીજા કેટલાક સારા કવિ હતા. એટલે મહા કવિ પ્રેમાનંદ
ભટ પેઠે તેની પાસે પણ કવિ મંડળ હતું, એમ જણાય છે.

વોહોર્યું હારી કથીરથું કામ કીધું.
ક્ષણું એક વિશ્વ વિષે આવી રહી,
અમૃત ઢોળી વિખ શાને પીધું. વારે વારે.
બુદ્ધિ નિર્મળ કરી, દુર્બુદ્ધિ ટાળને,
સ્વપ્ન સંસાર તું જાણ જુઠો,
ભક્તિ ભાવે કરી સેવ જદુનાથને,
ઉઠ આળસ તજી થાને બેઠો. વારે વારે.
બ્રહસ્પત ગુરૂ ગોવિંદને શરણ જા,
વિશ્વાસ આણી કર ચર્ણ સેવા.
ટાળ તૃષ્ણા હવે લોકની મનથકી,
આપી રસના હરિ નામ લેવા. વારે વારે
શુક્ર શોણીત તણો પિંડ તારો હવો.
મુત્રના માટમાં શું રે મોહ્યો;
પ્રવૃતિ માર્ગે પડયો કીદરૂ જાણ્યા નહીં,
મારૂં મારૂં કહી જન્મ ખોયો. વારે વારે
શનિવારની દૃષ્ટિ તું મુકય અળગી કરી,
જ્ઞાન ચક્ષુ વડે જો વિચારી;
જગત મીથ્યા મૃગજળ તણાં ઝાંઝવાં,
એક શ્રી રામને લે રે ધારી. વારે વારે.

પદ.

અનુભવીયાં મળી આવોને, આપણ વોહોરીએ વસ્ત રે;
મરજીવે માંડી હાટડી, જ્યાંહાં નહી ઉદયને અસ્ત રે.
લોભ મૂકી રે શિર સાંપીએ, બ્રહ્મ રસ અમલ પીવા રે;

આત્મે આત્મા પામીએ, પ્રકટે જ્ઞાનના દીવા રે.
અજ્ઞાન તમને નહીં આવે રે, આત્મ તત્ત્વદર્શી રે;
જીવની દશા રે જાય વિસરી, સત્ ચિત્ આનંદ પરશી રે.
મનુષ્યા દેહ છે રે દુર્લભ, તત્વ તરવાનો આરો રે;
જીવનમુક્તને સેવીએ, અવસર આવ્યો છે સારો રે.
પોતે પોતાતણું પ્રીછતાં, આપાપનો અહમેવ જાય રે;
કેહેવા માત્ર છે કીદરજી, અણુછતા ઉભા ગુણ ગાય રે.

## §રામનાથ.

### પદ

( આ કવિને વૈકુંઠ કરતાં ગોકુળ વધારે પ્રિય લાગે છે )
શું કરીએ વૈકુંઠ જઇ કેમ વસીએ ?
શ્રી વૃંદાવન શ્રી ગોવર્ધન નંદ જશોદા માત ત્યાં નથી;
શ્રીકૃષ્ણ કેરી જે કુટડી નવ લાખ ગાય. શું કરીએ.
કોકીલા હંસ મધુર ન બોલે, મોરલી શબ્દ ન થાય;
અમને તો આ ટેવ પડી, તાંહાં જઇને જીવ અકળાય. શું
પંચામૃત નવનીત મધુ દહીં, ઘૃત મસ બહુ પકવાન્ન,
વ્રજ વનીતાના મંજુલ મંગળ નથી મધુરે સુરે ગાન. શું
ચાર દિવસ ભલું જઇએ પણ તાહાં છે એક જ દુઃખ,
કર્મ કરીએ વૈકુંઠ જે, વ્રજ નહીં અવતરીએ. શું
માત પિતાનું સગપણ તોડી, વૈકુંઠ વધારે પડવું!

---

§ કવિ અપ્રસિદ્ધ જણાય છે. તે પોતાની આ કવિતામાં વૈકુંઠ કરતાં વ્રજમાં રહેવું વધારે પસંદ કરે છે. ખરો વૈષ્ણવ.

ટગમગ જોવું બળ પણ ખોવું, એકલડાં રડવડવું. શું.
શ્રી વૃંદાવન શી ગોકુલથી, અદકું સુખ નવ થાય,
રામનાથ વ્રજ રે તજી, વૈકુંઠે જાય બળાય? શું.

---

## આશારામ.

### પદ.

સીતારામ સ્મરી લે પ્રાણી, શું સુતો તું સુખ ધરી;
મનુષ્યા દેહ દેવતાને દુર્લભ, તે નહીં આવે ફરી ફરી. સી૦
ઉંધે રે મસ્તક અતિ અગનમાં, તેમાં જીવાડયો જતન કરી;
લખચોરાશી જીવ જંતુમાં, તારે મરવું ફરી ફરી.સીતારામ.
કાચી કાયા કાગદની પુતળી, ક્ષણમાં જાશે ઢળી ઢળી,
તે દહાડો આગળ છે ઉભો, ચેત ચેત તું ચોપ કરી. સી૦
ગુરૂ પ્રતાપે ગાય આશારામ, સુતાં બેઠાં સ્મરો હરિ,
સીતા રામ સ્મરી લે પ્રાણી, શું સુતો તું સુખ ધરી.

### પદ.

સુમન હરિ ભજ પ્રાણીયા, તું તો ભે કેમ ન લાવે,
કાળ શત્રુ માથે ગડગડે, નિદ્રા કેઇ પેરે આવે. સુમન.
બ્રહ્માના એક દિવસમાં, મનુ ચૌદ રે થાય,
તે બ્રહ્મા કાળનો ભય ગણે, કલ્પ સો પુરા જાય. સુમન.
માંધાતા પૃથ્વીને પરણીયા, વચન લીધું છે હાથે,
તે રાજાને કાળ હરી ગયો, પૃથ્વી ના ગઈ સાથે સુમન.
મુનિ રે જુઓ બગદાલક, ઋષિ માર્કંડ જેવા,
તેમણે કાળનો ભય ગણ્યો, કરતા હરિની રે સેવા. સુમન.

પરિક્ષત સરખો મહા બળી. જેણે સાગર ખણીયો,
રાજ્ય મેલીને રાજા વન ગયો. તોએ કાળે હણીયો. સુમન.
આશારામ કહે હરિને ભજો, જુઠાને શીદ વળગો,
જો ઉગરવાની આશા કરો; રહેજો માયાથી અળગો. સુમન.

---

## તુલસીદાસ.

### પદ.

આઠ પહોર દિવસ ને રજની, ગોવિંદ ગોવિંદ કહીએ;
જન્મ ધર્યાનો એજ લાભ છે, સાધુ સંગતમાં રહીએ. આઠ.
તિલક છાપાં તુલસીની માળા, દાસના દાસ થઇએ,
કઠિન વેળાએ કામ આવશે, લખીને રાખજો હૈયે. આઠ.
તુલસીદાસ ભજો દશરથ નંદન, જન્મો જન્મ જતન સહીએ,
આઠ પ્રહોર દિવસ ને રજની, ગોવિંદ ગોવિંદ કહીએ.

### પદ રાગ કાફી.

હોલી હોલો કહે છે રે, વિશ્વંભર મારી વહારે ચઢો,
બચ્ચાં બાજ લે છે રે, તળે તો આવી પારધી ખડો. ટેક.
ધનુષ્ય ચઢાવી પારધી વેગળો ઊભો, ઉપર ભમે એક બાજ,
બોલમાંથી એક સર્પ નીકળીઓ, બગડયાં મારાં સુખ કાજ,
ગરૂડના સ્વામી રે, આંટી રાખી રખે અડો. હોલી.
કહેતાં વાંત હરિ પરવરીયા, સર્પે માંની નહીં આણ,
સર્પ જઇ પારધીને ડસીયો, તતક્ષણ લીધા તેના પ્રાણ,
તાંકાંથી બાણ છુટયું રે, બાજ આવી હેઠે પડયો. હોલી.

વામાં એક શીયાલ આવ્યું, મન કરે છે વિચાર,
ઘણા દહાડાથી હું ભૂખે મરૂં છું, મને ભક્ષ મળીયું આજ
તાંહાંથી નાંદર કરડયો રે, ક્હરો તો ગળી પાર પડયો. હોલી.
એવામાં એક વિપ્રજ આવ્યો, કંન્યાને તેડીને જાય,
કન્યાને કહે છે તમે આગળ બેસજો, હું આવી મળું તમ પાસ.
વિપ્રે વાઘ દીઠો રે, કૂવે આવી ઉતરી પડયો. હોલી.
એવામાં એક ઊંદર આવ્યો, વેલા કરડયા ત્રણ,
વિપ્રે મનમાં વિચારીયું મારે, મારે માથે આવ્યું મર્ણ,
વિપ્રે નીચે નિહાળ્યું રે, તળે તો એક સર્પ ખડો. હોલી.
અરજ સૂણી શ્રી કૃષ્ણજી ધાયા, માંજાર મોકલ્યું તેણી વાર
માંજાર ઉંદર લેઇ પડીયું કૂવામાં, વિપ્ર નીકળ્યો બહાર.
વાઘે જાણ્યું વિપ્ર પડીયો રે, તેની તો વાંસે વાઘ પડયો. હોલી.
વિપ્ર આવ્યો કંન્યાની પાસે, વાત કરૂં તે તું માન,
વગડા વિષે મને વાઘ મળ્યો તો, મારે માથે આવ્યું તુ મર્ણ.
વિઠ્ઠલ વાહારે ધાયા રે,એવા છે અશર્ણ શર્ણ દામોદર, હોલી.
કઠણ વેળાએ હરિ કામજ આવ્યા, ભજન કરે ભય જાય,
ગુરૂ ચર્ણે ગિરિના રે, તુલસીદાસજી કહે તુહીં વડો. હોલી.

## ભાણદાસ.

### પદ.

( માન સમેના પદ, )

દૂતી જાઓ ફરી એક વાર, મનાવો સુંદરી, મનાવો.
કહેજો વાત સહુ વિસ્તારી, મનાવે શ્રી હરિ. મનાવે,
જઇ ચર્ણે નમાવો શીસ તો પ્રીત લગાઇએ. પ્રીત.
રીસાયાં રાધા નારને. આણી મીલાવીએ. આણી

સુણી વાત વિવેક વિચારી, દૂતી ઉઠીરે ગઇ, દૂતી.
ભાણુાના દાસની વાત, છે મીઠી રે. છે, મીઠીરે,

# પ્રેમાનંદ સ્વામી

## તિથિઓ.

### વ્હાલાજીના મહિનાને રાગે.

અરજ કરે છે અબળા તે ઉર ધારો રે વ્હાલાજી.
વ્હાલપણું વ્હાલમજી માં વિસારો મારા વ્હાલાજી.
પડવે મારા પ્રાણ લેઇ પધાર્યા રે વ્હાલાજી.
મને રડતી મે'લી રહ્યા ન કોઇના વાર્યા મારા વ્હાલાજી.
બીજે ક્યાં જઇ વસીયા રંગના રસિયા રે વ્હાલાજી.
ઉદે થયો આવીને ગોકુલ વસીયા મારા વ્હાલાજી.
ત્રીજે તમને જોવાને જીવણ રે વ્હાલાજી.
આકુલ વ્યાકુલ થાય છે મારૂં મન, મ્હારા વ્હાલાજી.
ચોથે તમને ચારે દિશે જોઉ રે વ્હાલાજી.
વ્રેહની મારી વ્યાકુળ થઇને રોઉં મારા વ્હાલાજી.
પાંચમે પધારો મારે ઘેર રે વ્હાલાજી.
આ અબળા ઉપર રાખો કંઈ એક રે'મ મારા વ્હાલાજી.
છઠ્ઠે આવો છોગાલા છોગલાં મેળી રે વ્હાલાજી.
જોવા સારૂ તલખે સહુ સાહેલી મારા વ્હાલાજી.
સાતમે આવો તો શોભા કરીએ રે વ્હાલાજી.
હાર પહેરાવી સુંદર છોગલાં ધરીએ મારા વ્હાલાજી.
આઠમે આવો પ્રાણ તણા આધાર રે વ્હાલાજી.
કંઇ કરૂણા રાખો કેસરના અસ્વાર મારા વ્હાલાજી.

નાંમે નવલા નેહ વધારો આવીરે. વ્હાલાજી.
સુખ આપો શામળીયાજી બોલાવી મારા વ્હાલાજી.
દશમે દુખીયાં કીધાં સહુ નર નારી રે વ્હાલાજી.
આ ક્યાંથી આવી પુતના સમ હત્યારી મારા વ્હાલાજી.
એકાદશીનો ઓચ્છવ આવ્યો આજ રે વ્હાલાજી.
આવો મુનિ મંડળને દર્શન દેવા કાજ મારા વ્હાલાજી.
બારસે બહુ ભાત કર્યા મેં થાળ રે વ્હાલાજી.
તમે જમવા સારૂ આવો દીન દયાળ મારા વ્હાલાજી.
તેરસે તમ કાજે ઢોળીયો ઢાળીરે વ્હાલાજી.
વાટલડી જોઉં છું ચોક વાળી મારા વ્હાલાજી.
ચૌદશે મને ચિંતા થાય છે ભારી રે વ્હાલાજી.
હરિ નવ આવ્યા મને શે કાજે વિસારી મારા વ્હાલાજી.
પૂનમે પધારો પૂરણ ચંદ રે વહાલાજી.
વદન વિલોકી સહુ પામે આનંદ મારા વ્હાલાજી.
મનના મનોરથ કરજો મારા પુરા રે વ્હાલાજી.
નીજ જનનાં કારજ કરવા શૂરા મારા વ્હાલાજી.
તિથિઓ ગાઇને પ્રેમાનંદ એમ માગે રે વ્હાલાજી.
રહો સહજાનંદ આંખડલીની આધે મારા વ્હાલાજી.

## મીરાંબાઇ.

### પદ.

( મોરલી સમયનાં )

મોહને મન હર્યોરે માઇ મેરો મોહને મન હર્યો.
ક્યા કરૂં કીત જાઉં સજની, મેરો પ્રાણ પરબશ પર્યો રે.
માઈ મેરો. ટેક.

ભરનેકું ચલી નીર જમના,
શિર પર કળશ ધર્યો;
કમલ નયન કીશોર મુરત,
મોહે મોરલીમેં કછુ કર્યો રે  માઇ મેરે.
લોક લાજ મેં મેલી સજની,
મેરા કામ કછુ એ ન સર્યો;
દાસ મીરાં લાલ ગિરધર,
મેં તો કાન કુંવર વર્યો રે.  માઇ મેરા.

પદ.

ક્ષણ ભર મોરલી તું દેરે કાના,
ક્ષણ ભર મોરલી તું દે.
અધર મધુર કરી વાજતીન ? સ્વર પુરી,
મગ તુઝી તું ધેરે ધ્યાન?  ક્ષણ ભર.
મેં રાધા તું માધવ હોય રે,
તુજ પર રૂષણા ન હોય રે.  ક્ષણ ભર.
રાધા રે માધવ, માધવ રાધા,
પરસ્પર ક્રિડા કરે રે;  ક્ષણ ભર.
મીરાં કહે પ્રભુ ગિરધર નાગર,
જન્મો જન્મ બલીહારી રે કાના.  ક્ષણ ભર.

પદ.

વૃંદાબન મોરલી બાજે હો, મહાબન મોરલી બાજે હો;
સ્યામ સુંદર ગોપી નાથ, વૃંદાવન બિરાજે.
મહાબન મોરલી બાજે હો.

ગાવત સ્વર સમ રાગ, આછો તાન મીલાવે;
મોહી રહ્યાં પશુ પંખીયાં રે; મુનિકો ધ્યાન ભુલાવે.
શહાજાન મોરલી બાજે હો.
મોરલીકી ધુની શ્રવન સુની, ગોપી ઉઠ ઉઠ ધાવે;
મીરાં કહે પ્રભુ મીલે તો, તનકો તાપ બુઝાવે.
શહાજાન મોરલી બાજે.

પદ.

કોન કરે જંજાલ, જગમે જીવન થોરો. કોન કરે.
જુઠી રે કાયા ને જુઠી રે માયા, જુઠો સબ સંસાર.
જગમેં કોન કરે.
માત પિતા ને જન્મ દીયો હે, કર્મ દીયો કર્તાર.
જગમેં કોન કરે.
હાથી રે ઘોડા માલ ખજાનો, જાતાં ન લાગે વાર.
જગમેં કોન કરે.
સંસારકી તો માયા મોટી, કોઇ ન પામે પાર.
જગમેં કોન કરે.
મીરાં કહે પ્રભુ ગિરધર નાગર, ચરન કમલ ચિત્ત ધાર.
જગમેં કોન કરે.

પદ.

ભજતો નથી શા માટે,
શામળાને ભજતો નથી શા માટે. ટેક.
એક દિન એવો આવશે રે,
જ્યારે જમડા વહેશે વાટે. શામળાને.

હરિનું નામ તું હીરો મૂકી,
અદલે છે કોડી સાટે. શામળાને.
અર્થ ગર્થ ભંડાર સહુ રહેશે;
કોઈ નહી આવે તારી સાથે. શામળાને.
માત પિતા બંધવ નીજ બહેની,
મળીયાં સ્વારથ માટે. શામળાને.
મીરાં કહે પ્રભુ ગિરધર નાગર,
ચર્ણે રાખો દાસ માટે. શામળાને.

પદ.

શી ગત થાશે હમારી,
હરિ હવે શી ગત થાશે હમારી. ટેક.
અરૂ પરૂ મુને કાંઇ ન સુઝે,
જુઓને દિલમાં વિચારી. હરિ.
ઘરનો રે ધંધો ધૂમે ઘણેરો,
કામ કુટારો ભારી. હરિ.
મીરાં કહે પ્રભુ ગિરધર નાગર,
લીયોની હમને ઉગારી. હરિ.

પદ.

હરિ નામ બિના નર એસા હે,
દીપક બિન મંદિર જેસા હે. હરિ. ટેક.
જેસે બિના પુરૂષકી નારી હે,
જેસે પુત્ર બિના મહતારી હે. હરિ.
જલ બિના સરોવર જેસા હે.

હરિ નામ બિના નર એંસા હેં. હરિ નામ.
જેસે શશી બિન રજની સોઇહેં,
જેંસી બિના લવનકી રસોઇ હેં. હરિ નામ.
ધરધની બિના ઘર જેંસા હે,
હરિ નામ બિના નર એસા હે. હરિ નામ.
ઠુંઠર બિન વૃક્ષ બનાયા હે,
જેંસે સુમ સંચરી માયા હે. હરિ નામ.
ગનિકા ઘર પૂતર જેંસા હે,
હરિ નામ બિના નર એંસાહે. હરિ નામ.
બાઇ મીરાં કહે હરિસે મીલના,
જ્યાં જન્મ મર્ણકી નહીં કલના, હરિ નામ.
બિન ગુરૂકા ચેલા જેંસાહે,
હરિ નામ બિના નર એંસાહે. હરિ નામ.

પદ.

દેહો બંસી હમેરી, રાધે પ્યારી દેહો બંસી હમેરી,
બંસી બિના મોહે કલ ન પરત હેં
મેં તો રહું ગૌવાં ઘેરી. રાધે પ્યારી.
અલખ તુજહું પાંઉ પરતહેં,
દેખો ગરીબાઇ મેરી. રાધે પ્યારી.
હાથ લકડીયાં કાંધ કમરીયાં,
હું તો ગૌચારનહારી. રાધે પ્યારી.
વૃંદા-રે બનકી કુંજ ગલનમેં,
મેંતો ગૌચારી તેરી. રાધે પ્યારી.

મીરાં કહે પ્રભુ ગિરધર નાગર
મેં તો જન્મો જન્મ બલીહારી. રાધે પ્યારી.

પદ.

ચાલ તો વૃંદાવન જાઇયે,
રાધે પ્યારી ચાલ તો વૃંદાવન જાઇયે. ટેક.
જલ જમનાકો શીતલ પાણી,
ચંદન લેકર ઘસીયે રાધે પ્યારી.
વૃંદા રે બનકી કુંજ ગલનમેં,
તાલી લે કર હસીયે. રાધે પ્યારી.
મીરાં કહે પ્રભુ ગિરધર નાગર.
મોરલી બજાતી પેલે રસીયે. રાધે પ્યારી.

---

પદ.

ઠાડે રહો કદમકી છૈયાં,
ગગરીયાં મેં ધર ધરી આવું. ઠાડે.
ચાર પહોર બંસી બન ભટકીયાં,
નીકસી ગઇ રે તેરી ગૈયાં. ગગરીયાં.
સાસુ સુણેગી મોરી નણદ લડેગી,
બહોત રીસાયો મેરા સૈયાં. ગગરીયાં.
સાસરે જાઉં તો સસરો સુણેગો,
પીયર જાઉં તો લરે મૈયાં. ગગરીયાં.
મીરાં કહે પ્રભુ ગિરધર નાગર,
ખ્યાલ ખેલાયો ખેલૈયાં. ગગરીયાં.

પદ.

ઝેર પીધાં છે અમે જાણી રે,
રાણાજી અમે ઝેર પીધાં છે જાણી. ટેક.
જાહું રે કીધું રાણે પડછો રે લીધો,
દૂધમાં છાંટયું પાણી રે, રાણાજી.
તમારી રાણીને, રાણા પડદે રે રાખો,
હું તો બાઈ છું નાર બેરાની રે. રાણાજી.
વિષના પ્યાલા રાણે રે મોકલ્યા,
મુને પીતાં આવે હાંસી રે. રાણાજી.
મીરાં કહે પ્રભુ ગિરધર કહે નાગર,
હું તો સોનાને હાથે વેચાણીરે ? રાણાજી.

પદ.

મોહને મન હર્યો, માઇ મેરા મોહને મન હર્યો.
કાહા કરૂં રે કીતી જાઉં સજની,
મેરા પ્રાણ પરવશ પર્યો. માઇ
હાં રે ભરનેકું નીર ચલી જમના,
શિર પર કળસ ધર્યો, માઇ.
કમળ નેન કીશોર મુરત,
મોહને મોરલીમેં કછુ કર્યો. માઈ.
હે લોક લાજ મેહેલી સજની,
મેરા કામ કછુ ન સર્યો, માઇ.
હારે દાસ મીરાં લાલ ગિરધર,
હાં રે મેં તો જાનકી વર વર્યો. માઇ.

૫૬.

મોરલી બાજે હો વૃંદાવન મોરલી બાજે હો.
આજ મોહિ ભુવન ન ભાવે હો. વૃંદાવન.
આજ મોહી નીંદ ન આવે હો. વૃંદાવન
શ્યામ સુંદર ગોપીનાથ, વૃંદાવન બિરાજે હો. વૃંદાવન.
સપ્ત સ્વર રાગમાં અતિ તાનથી ગાવે હો.
મોહે પશુ પંખી દ્રુમ લતા,
મોટા મુનિવર ધ્યાન મૂકાવે હોય. વૃંદાવન.
મોરલીકો સુણી નાદ ભેદ. ગોપિકા ઉઠી ધાવે હો વૃંદાવન.
મીરાં કહે પ્રભુ ગિરિધર મીલે રે.
વાકો તનકો તાપ બુઝાવેહો વૃંદાવન. મોરલી બાજે,

---

## શિવ લક્ષ્મી.

૫૭.

### આત્મા મુસાફર.

આત્માનો શો વિશ્વાસ આત્મા મુસાફર. ટેક.
કાચી કાયા ને જુઠી રે, માયા આત્માનો ભરૂસો ન થાય
અઘોર વનમાં કોઇ ન હોય,
ત્યાં એકલો મેલીને જાય રે. આત્મા.
શેઠાઇ પટલાઇ હોય ફરતા ને, ભોંય ડગલું ના ભરતા
જે આગે છડીદાર પોકારે,
તે નર દીઠા બળતા રે. આત્મા.
ભૂલવણીમાં બ્રહ્મારે ભૂલ્યા, ને ભૂલ્યા શંકર દેવ,
ભૂલવણીમાં નારદ ભૂલ્યા,

એક ન ભૂલ્યા શુકદેવ રે  આત્મા.
માયા રૂપી મોટી રે બેડી, તે તો સર્વે પહેરી,
આર ભર્યા શુકદેવજી નાઠા,
તેમણે બેડી તોડી રે.  આત્મા.
સંસાર રૂપી ઉંડા કુવામાં, જે પડ્યો તે મુઓ
મુઆને તમે શીદ રૂઓ છો,
જીવતા જાગી જુઓ રે.  આત્મા.
સગાં સબંધી ટોળે મળી બેઠાં, ને પશુ પંખીનો મેળો
એવું સુણીને ગાય શિવલક્ષ્મી,
જે જીવ ઇશ્વરમાં ભેળો રે.  આત્મા.

---

## જેબાઇ[1]

### આરતી

જી રે પૂરણ બ્રહ્મને શિષ સમર્પીને,
ભક્તિ માગું મહારાજ રે.
જી રે ઉલ્લાસ આનંદ રૂપ તણો,
મને મોટે[2] કરી છે મહેર.  પૂરણ બ્રહ્મને આરતી.
આરતી કરૂં મારા જુગલ કીશોર,
પુર્યા મનના કોડ.  પૂરણ.

---

૧ સહેરાના કવિ મોતિરામની આ બાઇ શિષ્યા જણાય છે. ૨ કવિ મોતિરામનો મોટો શિષ્ય વેલજી મોટા. તે પણ કવિ હતો. સુથરામપુર તાબાના માળવણું ગામના મંદિરમાં હજુ તેની પાવડીઓ પૂજાય છે.

જી રે હૃદય કમળની આરતી,
પ્રેમનાં પુરૂં તેલ રે.
જી રે સુબુદ્ધિની બત્તી કરૂં,
થાય રંગમાં રસની રેલ. પૂરણ.

જી રે આરતી કરીને લેઉં ઓવારણાં;
કરી સ્મર્ણ મનમાં ધ્યાન રે,
જી રે શ્રીહરિને શીષ સોંપતાં,
મારૂં ટળીયું દેહાભિમાન. પૂરણ.

જી રે પૂરણ બ્રહ્મ ભરપૂર છે ને,
જળ સ્થળમાં તારો વાસ રે.
જી રે સ્થાવર જંગમ વ્યાપી રહ્યા,
એ તો અચળ શ્રી અવિનાશી. પૂરણ.
જી રે જ્ઞાન દીપક પ્રકટાવીને
લાવી નવૃત્તિ નાર રે,
જી રે લાવી મૂકયો મહેલ માંહે,
એનો કદી ન પામે પાર. પૂરણ.

જી રે દીપક જ્યોત ત્યાં ઝગમગે ને,
અજવાળું અંતરમાં જણાય રે.
જીરે પ્રેમી જન કોઇ જાણુશે,
જેને સહજે સમાધી થાય. પૂરણ.
જી રે સહજ સમાધી થાય ત્યારે,
પ્રકટે ગગનમાં નાદ રે,
જી રે વાજાં વાગે બહુ વિધનાં,

થાય સુરત નૂરત એક તાર. પૂરણ.
જી રે જંત્ર વીણા ઝંઝરીને,
થાય ઝાલરનો ઝમકાર રે,
જી રે ઘંટા શબ્દ ઘનઘોર છે,
આરતી ઉતારે જીવણદાસ. પૂરણ.

---

## આરતી ૨ જી

જય જય પૂરણ બ્રહ્મ, જય શ્રી પૂરણ બ્રહ્મ,
પૂર્ણાનંદ પુરૂષોત્તમ (૨) હું છું તમારે શર્ણ. જય જય.
આદ્યઅનાદિ એક, અનેક રૂપે પ્રકાશી પ્રભુ (૨)
તુંહી તુંહી તુંહી કર્તા, પ્રભુ વિશ્વ રહ્યા વ્યાપી. જય જય.
અખંડ આનંદરૂપ, અંતરમાં રાખું પ્રભુ (૨)
વિજ્ઞાન રસના મેવા, પ્રેમ કરી ચાખું. જય જય.
પૂર્વ જન્મની પ્રીત, રીત સંભળી લીધી પ્રભુ (૨)
સેવક જનની સહાય, બહુ ઠામે કીધી. જય જય.
દાસની રાખી લાજ, અનેક ઉદ્ધાર્યા, પ્રભુ ( ૨ )
ગજ માટે ગોવિંદજી, પગ પાળા ધાયા.જય જય.
ભક્તવત્સલ છો નાથ, જુગ જુગ અવતરીયા પ્રભુ ( ૨)
સ્તંભ થકી મહારાજ, નરહરિ પ્રકટીયા જયજય.
દુર્યોધન દુઃશાસન, પ્રભુ દુષ્ટો સંહાર્યા, પ્રભુ (૨)
ભારત સંગ્રામ માંહે પાંડવ ઊગાર્યા. જય જય.
હવે હરિ કેમ વિલમ કરો છો, પાર ઉતારો પ્રભુ (૨)
દાસનેં શાની લાજ, જીવણ જન જાણી તારો. જય જય.

જન્મ મર્ણુંનો તાપ, તનથી નીવારો પ્રભુ (૨)
જેબાઇ કરો નહાલ, ચર્ણ કમળ રાખો. જય જય.

---

## હીમો ભકત.

### પદ.

ગોવાલીલાલ આવોને દોહોવા ગાવડી,
ગોવાલીલાલ સીંદ્દને ચડાવી માથા આવડી;
ગોવાલીલાલ હમને તો ધાય છે મારવા,
ગોવાલીલાલ તમને હળી તે જાઓ ચારવા.
ગોવાલીલાલ રીતનો રકો આપીશું રોકડો,
ગોવાલીલાલ ઉપર આપીશું એક દોકડો.
ગોવાલીલાલ સપાડું માનીશું એટલું,
ગોવાલીલાલ પ્રીતડી લાગી તે નંદલાલશું.
ગોવાલીલાલ ગાવડી આપી તે જાણુ થઇ
ગોવાલીલાલ હેમાના સ્વામીની મહેર થઇ.

---

## વેણુજી.

### ધોળ.

સંત સમાગમ નિર્મળ જળમાં, હું તો જઇ નાહી રે
તે દહાડાની હરિવર સાથે, થઇ છે સગાઇ રે,
સતગુરૂ મારાં લગન જોજો નિવૃત્ત દહાડો જોઇ રે,
હું તો રે મારા મનમાં હરખી, હરિ હર્ખ્યા અપાર રે,
ભકિત રે રૂપી વસંત વહાલે, ચઢાવ્યાં છે આવી રે.

તેણે હું તો રૂડી દીસું; વહાલાને મન ભાવી રે.
નિર્વૃતિ માડી મારી દેહે, પીઠી ચોળે આવી રે.
કારગ બુદ્ધિ સર્વે નાઠી, અનુભવ પીયર આવી રે.
શીલ સંતોષ ને દયા મર્મની, તુલર મારે આવી રે
તે તો મારા માંડવા હેઠે; મારે મનથી ભાવીરે
ફૂલેકુ ફરી ને હું તો, ચિત્ત ચૌટામાં ચાલી રે.
સરખા સરખી સહીયર કે'છે, ધન અબળા અવતારીરે.
અજ્ઞાન ઘુંઘટ અળગો કીધો, વહાલે સામું જોયું રે,
તે દહાડાનું હરિવર સાથે, મનડું મારૂં મોહ્યું રે:
ચિત્ત વિચારની ચોરી ચીતરી, હરજી આવી બેઠા રે.
હાથેવાળો હરિસું મેળવ્યો, પાછા કર કેમ થાયે રે
મતી પરણે આત્મારામને, બુદ્ધ મંગળ ગાય રે.
કામ ક્રોધ ને મોહ મત્સરના, જવ તલ હોમાય રે.
જ્ઞાન રૂપી ગુલાલ મારે, આંગણીએ છંટાય રે.
અમેજ વરીયા અખંડ વરને, રંડાપો ના થાય રે.

× × × ×

વેણુજી શ્રી ભજના નંદે કરેછે પ્રણામ રે.

---

જયકૃષ્ણ.

પદ.

ચાલ રે ઉતાવળી, બાળા તું બાહાવરી,
રાવલી મળીને અંગ રંગ રેડીલેજો;
વહાલો ઉભા વાટમાં, જમનાના ઘાટમાં;
બળ કરી છબીલાને છાંનો તેડીલે. ચાલ.

પ્રેમ રસ રોળીએ કેસર રંગ ધોળીએ,
મળી માનુની એનું મન મોડીએ;
ચુઆ ચંદન ઓર અરગજા—
કેસર ગાગર એને શિર ઢાળીએ. ચાલ.
અબીલ ગુલાલની ઝોળી ભરી ભરી,
ઓઠે રહી હરિને હેરીએ;
વાત કરી વ્હાલમાં ચુંબન કરી ગાલમાં,
ગોવાળીઓ હરિ રમે ઘેરીએ. ચાલ.
આ ભૂતલમાં આંબો અવતર્યો
પ્રેમ મગન થઇ વેડીએ;
દાસ જેકૃષ્ણ દર્શન દેહમાં,
સદ્‌ગુરૂ સાનથી જોતી તું ચોડીએ. ચાલ.

---

## જૈન કવિ મૂળચંદજી.

### ગરબી. ( પંદર તિથિઓની )

શ્રી ઋષભદેવ પ્રણમી જે રે, શારદ શુભ વાણી દીજે રે;
તિથિ પંદર રાજુલ વર્ણવી જે, સખી શ્યામ સુંદર ક્યારે મળશે રે.
મારા મનના મનોરથ ક્યારે ફળશે, સખી ક્યારે શ્યામ સુંદર નેન
મળશે રે.
સખી પડવે તે પ્રેમે આવે રે, સહુકો શણગારે સોહાવે રે;
નીજ નાથને નેહે બોલાવે, સખી શ્યામ.
સખી બીજે તે બહુ બુદ્ધ હેજે રે, સુંદર વર નિર્ખું સેજે રે;
કંથ ઝગમગ ઝળહળ તેજે, સખી શ્યામ.

(હાંરે) સખી ત્રીજે તે વારી તેવી રે, આજ દેવદીવાળી જેવી રે;
અરીહંત મળે તો એવી, સખી ક્યારે.
ચોથે ચતુરા ચપળ ગત ચાલે રે, મનમાંહી મંદિર મહાલે રે,
મને સમુદ્ર વિજય સુત સાલે, સખી શ્યામ.
(હાંરે) સખી પાંચમે સહુ તન પોષે રે, યૌવન વય કાયા કોણુ કોણુ પોષેરે;
કહો કેને દીજીએ દોષ, સખી શ્યામ.
છઠ્ઠે હરિ છબીલો છે સારો રે, ઘેરે આવે નેમ દુલારો રે;
એમ શોભે છે સંસારો, સખી શ્યામ.
સાતમેં શિવાદેવી વંદો રે, રતી રામા રમે પીયુ સંગે રે;
અતિ આનંદ અંગો અંગે, સખી શ્યામ.
આઠમે અધિકો ઉછરંગે રે, નિત્ય રામા રમે પીયુ સંગે રે;
અતિ આનંદ અંગો અંગે, સખી શ્યામ.
નવમે નવ ભવ નેહ વધારો રે, પૂર્વની તે પ્રીત સંભારો રે;
એમ શોભે છે સંસારો, સખી શ્યામ.
અગીઆરસે આળગો તે આવે રે, ત્યારે કોઇ સંદેશો નવિ લાવે રે;
મને ભોજનીયું નવી ભાવે સખી શ્યામ.
દ્વાદશમી તે દીન દયાળો રે, પાળે પ્રીત તે પરમ કૃપાળો રે;
એમ શોભે છે સંસારો, સખી શ્યામ.
તેરસે ઉતકે સંતોનો રે, જોવાને જગજીવનો રે:
જિનરાજ જગત જિણંદો, સખી શ્યામ.
ચોદશે ચિત્તમાં ચાહું રે, જાણું જાદવ પાસે જાઉં રે;
પ્રભુજીનાં દર્શન પાઉં, સખી શ્યામ.
પૂર્ણ માસે તે પૂરી આશા રે, નાવ્યા નાથ થાય ઉદાશ રે;
કહે મૂળચંદ પ્રભુદાસ, સખી શ્યામ.

એહાં પંદર તિથિ થઇ પૂરી રે, એમાં એક નથી અધુરી રે;
કહે જોઇ મૂળચંદ બલીહારી. સખી કયારે.

## નરસિંહ મહેતા.[1]

### ( પદ. પંદર તિથિઓ ).

પડવે તે પ્રીત ઘણી તાહરી રે, વ્હાલા લોક કરશે રે વાત,
દુરે થઇ રે જાઉં દ્વારકા, તમે નફ્ટ થયા નંદલાલ.

જઇને કહેજો સુંદર શ્યામને.

બીજે રાધા, કહે હરિ વિના રે, મારૂં જોબન ઝાંખું થાય,
દેહતણું દુઃખ ઉપજે, મારા હૈયામાં નવ રે સમાય. જઇને.
ત્રીજે સ્વામી તમ વિના રે, મેં તો સજ્યા ન સોલ શણગાર;
ક્ષણ ક્ષણ હૈયામાં સાંભરો, મારાં નયણે આંસુની ધાર. જઇને.
ચોથે ચટકો લાગીયો રે, ઘેલી શું રે સુતી ઘર માંહ્ય;
શોષ પડે વ્હાલા તમ વિના, મારા કાળજે પડીયા છેદ. જઇને.
પાંચમે પ્રીત ઘણી તાહરી રે. વ્હાલા લોક કે'શે પિંડ રોગ;
પાકીને થયું પીળું પંડવું, મારા વ્હાલા તણા રે વિજોગ. જઇને.
છઠે સુતી હું સેજમાં રે, મારે કાળજ પડીયા છેદ;
કંસ દાસી પેલી કુબજા, તેણે કામણ કરીયાં વેદ. જઇને.
સાતમે સખી હરિ નાવીયારે, મેં તો કાગળ લખીયા કોડ;
હરિ આપ કાળા ને કુબ્જા મળ્યાં,એને સરખી મળી છે જોડ.જઇને
આઠમે નાથજીન[2]આવીયા રે, મારે ગળે ગુંજાનો હાર;

---

૧ અંબાશંકર નામના કવિની કવિતા, કેટલાંક ખાસ કારણને લીધે કમી કરી, તેની જગોએ નરસિંહ મહેતાની આ કવિતા દાખલ કરવામાં આવી છે. ને તે એક બહેનના મોંહેથી ઉતારી લીધી છે.

શોભા તે સઘળી શી કહું, જાણે હંસ ગમની નાર. જયને.
નવમીએ નાર ગોકુળ તણી રે, જળ જમનામાં ઝીલવા જાય;
આવી ઉભી ઘરને બારણે, એનું અંગ અનોપમ સાર. જયને.
દશમે ઉભી ગોખમાં રે, વ્હાલા નિર્ખવા નંદકીશોર;
ચંચળ ચાતુરી વ્હાલો હરી ગયા, વ્હાલો વનમાં ચારતા ધેન. જ૦
એકાદશી વ્હાલા આવી મળી રે, આપણ જાગરણ કરીએ જોડ;
વનમાં વાય વ્હાલો વાંસળી, બોલે મીઠા મધુરા મોર. જયને.
બારશી વ્હાલા જાય છે રે, વ્હાલા ગોકુળ વહેલો પધાર;
દીવામાં પતંગ પડે, તેમ દાઝે ગોકુળમાં નાર. જયને.
તેરસે પ્રીત ઘણી તાહરી રે, જેમ કાંટે ઉજેડાય કેળ;
બુંદ પડે ને નીર વહી ગયાં, તેમ વાહલે ઉલટયા મેઘ. જયને.
ચોદશે સ્વપ્ન તો લાગીયું રે, જાણે પ્રભુ પધાર્યા ઘેર;
દીવલડા અજવાળીયા, ગોપી જાગીયાં વ્હાણા વ્હાણુ. જયને.
પૂનમે પ્રભુ ઘેર આવીયા રે, મારે હૈયે હર્ખ ન માય;
થાળ ભરાવું મોતીએ, વધાવું સૌ લોક સાથ. જયને.
પ્રીત નિરંતર કીજીયે રે, વહાલા મુકુંદ મોરાર;
કહેતા નરસૈંના સ્વામીને જય કહો, ચંચળ છે ગોકુળની નાર. જ૦

---

## ભીમ.

### પદ.

દોહલો મારા રાજ, પરવશ દોહલો મારા રાજ. ટેક
ચોમાસે બહુ અજર જરે રે, પંખી પાવન થાય;
રાધાજીને આંગણે કીચ ભયો હે, નહી ચાલ્યાની રત આજ. પરવશ.
શીઆળે બહુ શીત પડે રે, થર થર ધ્રુજે મારી દેહ;

રાધાજી કાગળ લખી મોકલે રે, તમે પધારો મારા નાથ. પરવશ.
ઉનાળાની રત આકરી રે, તટકો પડે ને લૂ વાય;
ભીમના સ્વામીને એટલું કે'જો, મારૂં જોબનીયું વહી જાય. પરવશ.

પદ. રાગ રજીવાડો.

જશોદા જીવનને જીવનને રે,
કેહેજો તારા કાનુડાને, પાણી ભરવા ગઇતી;
ઓઢી ચીર ચુંદડી સારી, પ્રેમે લીધાં તાણી રે.
વારો તારા વિઠ્ઠલરાયને. જશોદા જીવનને કહેજો.
માખણ ખાય રે મા'વો, દૂધ પીએ દહાડી;
ઉપન્યો અનાડી રે, કેજો તારા. જશોદા.
ફુલ તો લેવાને ગઇ, હાર તો ગુંથવા ગઇ;
તાંહાં ગેભો આડી, વા'લે ફૂલ નાખ્યાં પાડી રે. વારો તારા.
સેજમાં સુવાડી વ્હાલે, નીંદમાં જગાડી;
રંગમાં રમાડી રે. કેજો તારા.
ભલે મલ્યો ભીમનો સ્વામી, તમ પર જાઉં વારી;
જુગતે જમાડી રે. વારો તારા વિઠ્ઠલરાયને.

પદ.

હાં રે ના આવ્યા ના આવ્યા મારો નાથરે, નાથજી ના આવ્યા.
એને મળી છે મોહીની નાર, ગોકુળ કેમ ભાવ્યા. ટે.
મથુરામાં તો સાળ દુશાળા, નાના વિધના વાગા;
કહો બાઇ ગોકુળ કેમ ગમે રે, કાળી કામળી ઓઢતાં ભાગ્યા. નાથજી.
આગે હુતા ગોવાળીયા, હાવે થયા મથુરાના રાય;
કહો બાઇ ગોકુળ કેમ ગમે રે, એને નિત ઉઠી ચારવી પડે ગાય. નાથજી.
કંસરાયની દાસી કુબ્જા, ખુંધી ને વળી ખોડી;

કાળો કૃષ્ણ ને કાળી કુબ્જા, ભલી બની છે જોડી રે. નાથજી.
શાક પાક ને કઢી વડી વળી દૂધ બન્યું છે ધાડું;
ભણે ભીમ હું કોને જમાડું, એને નિત્ય ઉઠી ખાવું પડે ઢાડું.નાથજી.

પદ.

ના જાણ્યા ના જાણ્યા મારો નાથ મથુરા જાતાં રે;
હું તો શાને કાજે દાંત, રંગાવેશ રાતા રે. ટેક.
કરે ચુડો કનકે મઢીયો, જાણે રંગનો કટકો;
મોહનજી મથુરા પધાર્યા, હું તો કોને દેખાડું લટકો. મથુરા.
મહી વેચવા મથુરા જાતાં, દાણી થઇ કોણ રોકે;
અધરતણા તંબોલ તમારા, ચીરવડે કોણ લોશે. મથુરા.
શાકૂ પાક ને કઢી વડી હું, કોને પીરસું રાધી;
ભણે ભીમ હું કોને જમાડું,પેલા કપટી સંગાતે પ્રીત બાંધી.મથુરા.

---

## ભગવાનદાસ.

પદ

કાનુડો કોણે દીઠોરે મારે મુખડે બોલે છે મીઠો રે; કાનુડો.
મારૂં ચિત્તડું હરીને ચાલ્યો રે, બાહુલડી કોણે ન ઝાલ્યો રે. કાનુડો.
જોયું વૃંદાવન રસાળી રે, એવો નહીં કો વનમાળો રે. કાનુડો.
કાનુડાને કોઇ બતાવો રે,ભગવાનદાસના સ્વામીને લાવો રે. કા૦

---

## હરિદાસ.

પદ. ( માન સમયનાં )

શાને રીસાવડ લઇ આવી, નથી મુકતી માન મનાવી;
તેનું કારણ દેને બતાવી, રાધે કહ્યું માનને માઇ.
રવિ પ્રકટ થશે ઘડી બેમાં,તાહરો દિવસ જશે કેમ ગ્રેહમાં;

તુ તો જોને વિચારી હૃદેમાં, રાધે કહ્યું માનને મારૂં.
શામને મન એક જ આવે, પ્રતિ ઉત્તર કાંઇ ન બતાવે;
કહો તો પ્રભુ પાએ નમીને મનાવે, રાધે કહ્યું.
સૂંમ શયન તેં શીદ કર્યું છે, આવડું નેત્રમાં નીર કાં ભર્યું છે;
દુઃખ શાને હૃદેમાં ધર્યું છે. રાધે કહ્યું.
સુદ્ધી બુદ્ધિ ગઇ સહુ તાહારી,એટી પીયું સંગે રોશ વધારી;
એતો બંનેને દુઃખકારી. રાધે કહ્યું.
ગુરૂ થઇ સહુને શીખ દેતી, હવે કેમ થઇ રે અહ્હેતી;
તેનું કારણ શેં નથી કહેતી, રાધે કહ્યું.
શું કરશે તે માન મનાવી, રાખી મુકટમાં મનની બાવી;
દીધું માનનું મૂળ બતાવી, રાધે કહ્યું.
સખી કહે સાંભળ સાહેલી, તારૂં પ્રતિબિંબ દીઠું હેલી;
નીકર ચાલ દેખાડું સાહેલી, રાધે કહ્યું.
સાતે વારનું માન ચરિત્ર, સુણતાં સહુ થાય પવિત્ર;
હરિદાસની લીલા વિચિત્ર, રાધે કહ્યું.

પદ.

હાં રે રીસાયાં હો રાધા રાણી,રાધા બહુ જો મન પસ્તાણી;
તાંહાં ક્રોધવંત થઈ નારી, જઇ ક્રોધે બેઠી નારી.
હાંરે એના મનની વાત મેં જાણી, ત્રેહ વ્યાકુળ સારંગપાણી;
શ્યામા લલીતાને લેઇ આવો, જઇ શામાજીને મનાવો.
વળી વચન વધારે મોરારી, રાધાજી અતિ ઘણી પ્યારી;
જ્યારે દૂતી મનાવાને જાશે, હાંરે હરિદાસ કહે કૌતક થાશે.

પદ.

કહે રાધીકા સુણો રે દૂતિ, તું તો શા માટે બોલે જુઠી;

તુ તો આવે લટપટ થઇને જાઉં, જઇને નાથ આગળ વ્હાલી થાઉં.
પછે નાથ હું સાથે નવ બોલે, દૂતી તું તો નાશી જાશે ઓજે;
ખપ હશે તો આવશે આંહે, બાંહ ગ્રહીને લેઇ જાશે તાંહે.
પછે ગઇ દૂતી થઇરે નિરાશ, હરિદાસ પુરો મનની આશ.

પદ.

રાધાજી રમવાને આવો,
હું તો તોરા ચર્ણ કમળ પર વારી રે;
હાં રે જાઉં વદન શોભા બલીહારી રે,
હા રે તુંને તેડે છે કુંજ બિહારી રે. રાધાજી.
હાં રે હરિ ઉભા જમનાને તીર રે,
હરિ વ્યાકુળ નહીં રહે ધીર રે;
તેડે તુંને સંકરષણુનો વીર રે. રાધા.
હાં રે પાયે લાગી કરૂં પ્રણામ રે,
હાં રે તમે માનો હમારી વાણુ રે;
હાં રે તુંને તેડે તે સારંગપાણુ રે. રાધા.
હાં રે હું તો દીન તમારી દાસ રે,
હાં રે હરિ પુરો મનની આશ રે;
હાં રે કર જોડી કહે હરિદાસ રે. રાધા.

પદ.

તમે લલીતા તે સાંભળોને વાત, રમવા નહીં આવું;
જેને ખોટારો તારો નાથ, હાવે એને શું કહાવું.
પહેલાં હમને તે બોલ શાને દીધો જી રમવા નહીં આવું.
જેને અન્ય વિહાર શાને કીધોજી. રમવા.
એ તો કુસુમે સેજ સમારીજી. રમવા.

જેને ન આવ્યા કુંજ વિહારીજી. રમવા.
એવા ખોટારાની શી કહુ વાત, રમવા.
વાટ જોતાં હવે રે પ્રભાત, હાવે.
આવે હરિદાસનો રે નાથ. રમવા તો આવું.

પદ.

હાં રે ત્યારે બોલ્યા સારંગપાણુ.
ગદ્ ગદ્ કંઠે કહે મુખ વાણુ.
હાં રે દૂતી જાઓ ફરી એક વાર,
મનાવો સુંદર રાધા નાર.
ક્ષણુ એકમાં લાવો નાર,
હાં રે કહેજો તેડે જગદાધાર.
હાં રે જઈ કરીને વચન સમજાવો,
હરેક રીતે તેડી આંહી લાવો.
ત્યારે ઉઠી દૂતી ક્ષણુ માંહે,
હરી ચર્ણે નમીને ચાલી તાંહે.
હાં રે ગઇ રાધાજીની પાસ,
હાં રે કર જોડી કહે હરિદાસ.

પદ.

સાખી.

વૃંદાવનમાં વિઠ્ઠલો, રમે ત્યાં રંગ રેલ;
હું લેવા તુજ મોકલી, હઠ હૈયાની મેહેલ.

ચાલ.

હઠ મેહેલો જી હરજી બોલાવે, દૂતી પેર પેરે સમજાવે;
તાંહાં મળી રે સકળ વ્રજનારી, પ્રભુજી વાટ જુએ રે તમારી.

સાખી.

વ્રજ બધું ટોળે મળ્યું, વળી મળ્યો સૌ સાથ;
સખી ક્રૂણુ તમ વિના રે, પંથ નિહાળે નાથ.

ચાલ.

સખી નાથજી પંથ નિહાળે, તેનાં અંગો અંગ પ્રજાળે;
મૂકી માન મળોજી સંવારે, તાપ તમ વિના કોણ નિવારે.

સાખી.

જોબન ક્ષણુ ભંગુર છે, માન મૂકય મૃગનયણી;
નવ સાત* ભૂષણુ અંગ સજો, અલ્પ રહી છે રજની.

ચાલ.

રજની અલ્પ રહી નિર્ધાર, રાધા વેગે કરો શણુગાર;
(હાં રે) રસના એ હમારી હારી, વેગે મળો ભ્રખુમાન દુલારી.

સાખી.

શ્યામા સન્મુખ નહીં જુએ, દૂતીએ કર્યો વિચાર;
મધ્ય નાયક જઇ મનાવીએ, નંદકુંવર અવિધાર.

ચાલ.

હાં રે નંદ કુંવર અવિધારો, નહીં માનેજી બોલ હમારો;
વિનવતાં રસના હમારી હારી, હાં રે શ્યામા થઇ બેઠી અતિ ભારી.

સાખી.

વચન સુણી વનીતા તણું, શ્યામા ચતુર સુજાણુ;
જઇ મનાવી માનુની રે, ગ્રહી પિતાંબર પાણુ.

---

* નવ×સાત=૧૬ ભૂષણુ.

ચાલ.

હાં રે અહી પિતાંબર નારી, હાં રે મન હર્ખ્યાંજી દેવમોરારી;
તેની ગ્રેહની વેદના વામી, હાં રે મળ્યો હરિદાસનો સ્વામી.

પદ.

સુંદર પૂનમ રયણી સુંદર ચંદ,
સુંદર વૃંદા રે વૃંદમાંહે ખેલે ગોવિંદ;
સુંદર વંસ વજાડતો રે, સુંદર સ્યામ,
સુંદર રાધાજી રે રમે સુંદર કામ.
સુંદર વ્રજ નાર મળી રે સુંદર સાથ,
સુંદર સુંદરી માંહે ભીડે છે બાથ;
સુંદર લતા દ્રુમ લતા સુંદર જમના તીર,
સુંદર મોર મુકટ સુંદર હળધર વીર.
સુંદર ગુલાલ ઉડેરે કેસર રંગે,
સુંદર વાજીંત્ર રે, વાજે તાલ મૃદંગ;
સુંદર વૈષ્ણવ ગાય રે, હરિ કીર્તન,
સુંદર હરિદાસનો સ્વામી રે જગજીવન.

પદ.

સાંભળ સુંદરી હો, જો તું બોલી મુશે પ્રાણ.
તો હું લઇશ મહીનું દાણ નહીં માનું કોની આણ. સાંભળ.
મટુકી ભાંજીશ મહીતણી હું લેઇશ મારૂં દાણ;
ઉપર દાપુ કંસનું રે, તે ક્યાંહાં ગયા તુજ પ્રાણ. સાંભળ.
દાણ લીધા વિના છોડું નહી, જો તું બોલી વાંકા બોલ;
જાવા દેઉ સર્વ સાથને હું. રાખીશ તુજને આજ. સાંભળ.

મારગ રોકી માનુની, તે મુકાવી બહુ માન;
હરિદાસ પ્રભુ સ્વામીની લીલા તું ચતુર શિરોમણ કહાન. સાં.

---

## ભક્તિદાસ.

### પદ.

કહેણુ ન થઇએ રે કા'ન ગોવાંળ, મારો શો અવગુણ મારા નાથ
તમે છો નટવર નાંનડીયા, અમે છિયે બાળે વેશ;
પાલવ ગ્રહીને હરિને રાખીયે, જાવા નહીં દેઉં પરદેશ. મારો.
સૂરજને બહુ કમળ છે રે, કમળને રવિ એક;
તમે તો અમારે મન નાથ છો,અમ સરખી નાર અનેક. મારો.
પરણી કરીને પરહરીયાં, ગયા છો પરદેશ;
કેઈ નારીએ તને ભોળવ્યો રે, એવા ધનિક ગોરાંદેને દેશ.મારો.
ઉમેદવારી એ અવતરીયાં રે, બાંધી તમારી આશ;
મોહ મેલી કેમ પરહરીયે રે, એમ ચરણે રાખો પાસ. મારો.
અવર પુરૂષની આખડી રે, એવી અમારી રીત,
ભક્તિદાસના સ્વામી સંગાતે, પૂર્વ જન્મની પ્રીત. મારો.

---

## જગન્નાથ.

### સાખી.

શરદ નીશા સોહામણી પૂરણ શશી પ્રકાશ;
વેણુ વજાડી વિઠ્ઠલે, તેણે પાક્યાં મોહને પાસ.

### પદ.

પેલો કોઇ મોરલી વાળો, દીસે રે કા'ન ધુતારો.
વૃંદાવનને મારગ જાતાં, પાલવડો સાહ્યો.

મહીને માખણ લુંટેછમારૂં, તન તીહારો, તન. પેલો.
રૂપે રૂડો રંગ રંગીલો, સહુમાં સારો;
આળ કરે મારી અતિ ઘણું રે, આળ.
પેલો મોહન પ્યારો. પેલે.
માતા જશોદા મન તમે, જુઓ ને વિચારો;
જન પ્રભુ જગન્નાથનો સ્વામી, તેને ન વારો. પેલો.

---

## નારાયણ.

### પદ.

તહે અજુગતાં આળ કાં બોલો રે મારી નણદુલી,
તમે કલંકની કોટડી કાં ખોલો રે મારી નણદુલી.
તમે પાણીલાં કાં વિરોલો[1] રે મારી નણદુલી,
તમે ઠાલાં માટ[2] કાં ઢોળો રે મારી નણદુલી;
નથી રતી ને કાંકરો તોલો રે મારી નણદુલી,
રસ લેવા મલોખ્યાં[3] કાં છોલો રે મારી નણદુલી.
તમે કોચે હાથ કાં છોલો રે મારી નણદુલી,
તમે પર્વત કાં ઢંઢોળો રે મારી નણદુલી;
તમે વિણુ[4] લિખિયાં[5] કાં વાંચો રે મારી નણદુલી,
તમે જુઅ લગારેક ખાંચો રે મારી નણદુલી.
તમે એટલો કરો ઉવાંચો[6] રે મારી નણદુલી,
તમે બાચકે નીર કાં સાંચો રે મારી નણદુલી;

---

૧ વલોવો. ૨ માટલાં. ૩ બાજરીના રાડાની અં-
દરનો ગર્ભ. ૪ વિના. ૫ લખેલાં. ૬ ખટપટ.

હું તો તમારે પાલવ બાંધી (જે) આવે તે કાજે માહારી
નણદુલી.
પરમ પન્નાતાં કું અર મોટાનાં (તેહેને) દોષ ન દીજે માહારી
નણદુલી.

---

## રાગ ફેર.

તમો જાણો છો હું હસું[7] કરે છું,
લોક ન માનશે સાચું;
ગાંગરિ ગાંગરી[8] માં બોલો રે ગાઢે[9]
હું તો ખોળા ઓઢું[10] ને જાચૂં રે મારી નણદુલી.
એહ હસ્યા વિના માહારે સરસે,
સાંભળને તૂં બાઇ;
એ દીસે આંગણુએ ઉભો,
સાંભળશે તમારો ભાઈ રે. મારી નણદુલી.
વગતી નણંદ વદે હલૂએસૂં,[11]
ભાભી ખીજ માં[12] ઘેહેલી;
જો તૂં મુજને સાથે તેડે તો,
હું રે આવું પેહેલી રે. મારી નણદુલી.
ના રે બાઇ અમે કેમે ન આઊં,
વાંકી વાટે વરાંસે;
તમે તમારા મનનૂં માન્યું કરો,
મ નાખો અમને ફાંસે રે. મારી નણદુલી.

---

૭ મશ્કરી. ૮ ગાંગરવું-મોટેથા (બુમ પાડીને) બોલવું.
૯ જોરથી. ૧૦ પાથરૂ. ૧૧ ધીમેથી. ૧૨ માં નહિ.

વાદ વિવાદ સૂણી કરીને,
કાહાંનજી આવ્યા ધાઇ;
સાંન કરીને સાથે તેડયાં,
સાથે લિધાં નણુંદ ભોજાઇ રે, મારી નણુદલી.
એને બાંધે બાંહેં ધરીને,
વિચમાં[13] રહ્યા વનમાલી;
સુરત વિલાસે બે જણુ રિઝયાં,
વચમાંથિ કચ કચ ટાળી રે. મારી નણદુલી.
વિલસી નાર ભોગ ભર વરસી,
ભલૂં કીધૂં વિશાલૂં[14];
નારાયણ પ્રભુ મેળ કર્યાં પછે,
ન કેહે ગોરૂં ને કાળું રે. મારી નણદુલી. ૧૪

---

## વનમાળી.

### પદ.[1]

તમે શાંને રે આવ્યાં વ્રજ નાર,
મંદિર પરહરીયાં;
પર હરીયાં રે નાંનાં બાલ,
વ્રજની સુંદરીઓ. ટેક.
મધ્ય નીશાએ રૂડાં મંદિર તજીને,

---

૧૩ વેચમાં. ૧૪ નઠારૂં, ખરાબ હતું તે સારૂં કર્યુંના અર્થમાં.

૧ રાસ પંચાધ્યાયીમાંનું પદ જણાય છે.

શાને આવ્યાં વન મોઝાર રે;
એક એકથી અતિ રૂડાં દીસો છો,
તમે છો રે કુળવંતી નાર. વ્રજની સુંદરીઓ.
મનમાં વિમાસીને અબલા રે બોલ્યાં,
તમે શું કહો છો પ્રાણજીવન રે;
ધર્મ તમારો જે અમને કહ્યો તે,
તમે જો જો વિચારી રે મન. વ્રજની સુંદરીઓ.
વેદ પુરાણમાં સુણીયું રે હશે,
સ્ત્રીને ભજવો કંથ રે;
મારે ભજવો વનમાળીનો વ્હાલો,
કહે વિનવે વૈષ્ણવ જન. વ્રજની સુંદરીઓ.

## ઉકાભાઇ.

### પદ.

કહાન કાળો બહુ રૂપાળો, અમસું કરતો આળ હેલી,
પાણી જાઉં ત્યારે પુઠળ આવે, સમજે નહીં લગાર હેલી.
વારૂં કહું ત્યારે વાહાલે આવે, એવો છે નંદલાલ હેલી;
મોર મુકટ શીર છત્ર બિરાજે, કુંડળ ઝળકે કાન હેલી.
વૃંદાવનની કુંજ ગલીમાં, ગાયે તે ગોવાળ હેલી;
ઉકાના સ્વામીનો સ્યામળો, ઉતારે ભવ પાર હેલી.

## વલ્લભદાસ.

### પદ.

સખી સંધ્યાએ સંચર્યા, જમુનાને આરે. હાં હાં રે જમુ-
નાને આરે.

દુર્લભ દર્શન દીજીએ, વ્હાલા શ્યામ શરીરે. હાં હાં રે.વ્હાલા
ગોવાલીઆના વૃંદમાં, વ્હાલો રમતા દીઠા હાં હાં રે. વ્હાલો
ગતી ગઇ ને ગભરાઇ પડી, અતિ લાગ્યા મીઠા. હાં હાં રે.અતિ
સખી ટોળે મળી માહરી, સહુ ગતિ મતિ ખોઇ. હાં હાં રે.સહુ
શ્રી વલ્લભ પ્રભુ પાતળા, બીજો અવર ન કોઇ. હાં હાં રે.બીજો

પદ.

સમી સંધ્યાએ સંચર્યાં, જમુના જળ ભરવા. હાં હાં રે.જમુના
વાટે મળ્યો વણુંગીયો, મારાં દુખડાં હરવા. હાં હાં રે. મારાં
મેં પૂછ્યું મન ભાવતું, છબીલાજી વારૂં. હાં હાં રે. છબીલાજી
સારાં છીએ અમે સુંદરી, આશીષ તમારૂં. હાં હાં રે. આશીષ
કોઈ દિન ઘેર આવો નહીં, જાતાં ને વળતાં. હાં હાં રે. જાતાં
શ્રી વલ્લભ પ્રભુ પાતળા, મારગડે મળતાં. હાં હાં રે. મારગડે

---

## ગેમલદાસ.

પદ.

માવા મહીની મટુકી મારી મેલનેરે,
હેમખેમથી લઈ જાઉં મારી હેલને રે. મા...
વ્હાલા હમે મહીઆરી રાજા કંસનાં રે,
દાણ નહીં તો દેઇએ ગોરસનાં રે. માવા.
વ્હાલા શીદને રોકો છો મુંને વાટમાં રે,
માખી પડશે મહીઆરીના માટમાં રે. માવા.
દાણ લીધાની રીત નથી આવડી રે,
તું તો વેગે ચરાવે ગાવડી રે. માવા.

પીઓ મહીડાં તો તેડી જાઉં મહોલમાં રે,
દુર્જન દેખે, કાહાના બોલમાં રે. માવા.
ગુરૂ ગાય ગેમલ રથ ખેડશું રે,
અંગે સોલસેં ગોપીઓમાં મહાલશું રે. માવા.

---

## ભુલાભાઈ.

### પદ (વસંત).

રાજ શિરોમણી રાજીયો રંગીલો,
દામોદર રાય. રાજ.
તેથી બંધાણી મારી પ્રીતડી,
અધક્ષણું અળગો ન થાય. રાજ.
સુખ સાગરની છોલમાં રંગ ભીનો,
ભક્ત ભુલો જશ ગાય. રાજ.

---

## અંબારામ.

### પદ.

કુબુદ્ધિ કુડે ભરી રે, તેની સેન્યાનો નહીં પાર રે;
અહંકાર નામ મહા હસ્તી બળીયો, માંહે કુડ છે છડીદાર રે. કુબુદ્ધિ.
અધર્મની અંબાડીએ બેઠો, પાપ છે કુંવાર રે;[1]
અસત્ય અંકુશ જૂઠ હાંકે, ક્રોધ હય નિર્ધાર રે. કુબુદ્ધિ.
પલાણુ તો છે રે રીસનાં, તામસ કંકાદાર રે;
દીવાન તો છે કાળ આંકરો, વળી લોભ છે છડીદાર રે. કુબુદ્ધિ.

---

1 મહાવત.

કામ કરંદા જોર છે, મોહતણાં હથીઆર રે;
નિંદાની તો નોબત વાજે, આળસનો અધિકાર રે. કુબુદ્ધિ.
ભ્રમણા દુગ્ધા બીડો ઝાઝી, શોક સાંસો શૂર રે;
જ્ઞાન ગઢમાં તૂટી પડે, કરે ચૈતન્યને ચૂર રે. કુબુદ્ધિ.
અભણ અવગુણ આગળ ચાલે, પ્રપંચ ત્રાદી સાથ રે;
મદ મત્સર બે દ્વારે ઉભા, દંભ સેનાનો નાથ રે. કુબુદ્ધિ.
આશા તૃષ્ણા દુર્મતિના, ભાથા ભરીયા બાણ રે;
મમતા વિષયા તોપ ચઢાવે, ભાવના કરે ભંગાણ રે. કુબુદ્ધિ.
હુંપદની સુખપાલ પાલખી, અહંકાર ચમર થાય રે;
અદયા તો સેનાનું બળ છે, અજ્ઞાન સાથે જાય રે. કુબુદ્ધિ.
પાખંડના તો ગોળા વરસે, દારૂ દ્રોહ કહેવાય રે;
કર્મતણા શબ્દ થાય છે ઝાઝા, એવામાં કેમ રહેવાય રે. કુબુદ્ધિ.
કણ કટકને કેમ જીતાશે, હરિ રાખો તેમ રહીએ રે;
દાસ અંબો કહે દુઃખ બહુ છે, રાવે કોની જઇએ રે. કુબુદ્ધિ.

પદ ૨ જું.

આ તન મોટો આતમા,[1] માંહે અનુભવનું રૂપ રે;
સતગુરૂની ગુંજો ગ્રહે તો, પ્રકટે માંહેથી અનુપ રે. આ તન.
શીલ સંતોષ સદા સત જ્ઞાની, એ તો ચારે ચરણ રે;
નિવૃત્તિ બે નેત્ર બિરાજે, દયા દાન બે કરણ રે. આ તન
સોહંકાર તો શિષ અનલનું, નાસિકા છે ધ્યાન રે;
ક્ષમા રૂપ સર્વ અંગે શોભે, સ્મર્ણ છે નીજ પાન રે. આ તન.
પ્રીત પલાણ કર્યું છે ઉત્તમ, ભાવ લગામ છે હાથ રે;

---

૧ આત્મા.

ધર્મ ચાલ ચાલે છે ચંચળ, સત્યનો છે સાથ રે. આ તન.
પ્રેમના તો ભાથા ભરીયા, સુરતા રૂપી બાણુ રે,
ગુણુના ઘોડા અસંખ્ય ચાલે, આરતનાં નિશાન રે. આ તન.
વિવેકરૂપી વેશ ધર્યો છે, દીનનાં બક્તર સાથ રે;
ભક્તિ ઢોલ નગારાં વાજે, એ કટકનો પોકાર રે. આ તન.
ધીરજ ધૂળને એલે ઉછાંળે, એ અહંગારો પીંઢાર રે. આ તન.
લેહે લાગી સેન્યા ભાગી, ચૈતન્ય ઉભો બાલ રે,

* * * *

કૃતાર્થ કીધો ગઢને લીધો, થયું સદ્ગુરૂ શબ્દે જાણુ રે;
આત્મ અનુભવ જાગીયો, પછે અંબા ઉગ્યો ભાણુ રે. આ તન.

---

## ભુવન ભકત.

### પદ.

ગોવિંદ ગુણુ ગાઇ લે મન ઘેલા,
તમે થાઓને વહેલા વહેલા. ગોવિંદ.
કાયા પાણીનો પરપોટો, અંતે એ ભરોંસો ખોટો,
જગમાં વળી જશ છે મોટો રે. ગોવિંદ.
મન તું મારૂં મારૂં કરતો, સગાં સબંધી સાથે લઢતો;
તું તો હીંડે છે રડવડતો રે. ગોવિંદ.
જીવ તારાં માતા પિતાને ભ્રાત, કોઇ નહીં આવે સાથ;
તારે જવું એકલડાં વાટ રે. ગોવિંદ.
જીવ તારે અવરતણી છે આશા, વેશ ઘણો ને થોડી રાત.
ક્ષણુમાં થઇ જશે પ્રભાત રે. ગોવિંદ.

એવી વૈષ્ણવ જનની રીત, કરી લે સ્યામળીયાશું પ્રીત;
ભકત ભુવન કહે હરિ ભજી કર હીત રે. ગોવિંદ.

## ભવાનનાથ.

### પદ. રાગ ભૈરવ

આવરદા જાયે વહ્યું, આજ કાલ કરતાં,
સંભાળને તૂં કાંઇ નર, આયુ પલક પલક જાયે વહ્યું.
એટલું તું માન્ય કહ્યું, વાર નહિ રે મરતાં. આવરદા.
કર્મ જાળમાંહિ પડયો, ચોરાશીમાં રડવડયો,
હજી લગિ છેહ ન જડયો, જો નર ફરતાં. આવરદા.
અસ્થિરની તૂં આશ મહેલ, શ્રીરામ સ્મર્ણમાં કર વે'લ.
મૃગજલની વેહે છે હેલ, તૃપ્ત ન થયો ભરતાં. આવરદા.
સ્મરને ભવાનનાથ, આદ્ય અંત એનો સાથ,
બુડતાં ગ્રહી લે હાથ, વાર નહિ રે તરતાં. આવરદા.

## કુબેરદાસ.

### પદ

અમને જાણે તેને અમે જાણીએ રે,
આ જગત ફરે માયા ધાંણીએ રે. અમને.
અમને જાણ્યા સગાળશા વાણીયે રે,
કુંવર કેલૈયાને ખાંડયો છે ખાણીએ રે. અમને.
અમને જાણ્યા સવરીબાઇ શાણીએ રે,
ઓર આરોગ્યાં પુરુષ પુરાણીએ રે. અમને.

અમને જાણ્યા તે દ્રૌપદી રાણીએ રે,
ચીર પુર્યાં તે પુરુષ પુરાણીએ રે. અમને.
અમને જાણ્યા જૂનાગઢ નાગરે રે,
લખ્યાં કર્યાં છે કોરા કાગળે રે. અમને.
જુઓ પથરો ના ભીંજે પાણીએ રે.
એ તો લુબ્ધ રહ્યો છે કુડી વાણીએ રે. અમને.
ગુરૂ પ્રતાપે ગોવિંદજી બોલીયા રે,
મારા સંત અમરાપર મ્હાલીયારે. અમને.
અમને જાણ્યા મીરાંબાઇ રાણીએ રે,
ઝેર આરોગ્યાં પુરુષ પુરાણીએ રે. અમને.
ગુરૂ પ્રતાપે કુબેરજી બોલીયા રે,
મારા સંત અમરાપુર મ્હાલીયા રે. અમને.

---

## બેમદાસ

### પદ.

બની આવે તો રામ નામ લઇએ રે,
નીકર મુગાં રહીએ.
આ રે સંસાર સર્વે, વહયો જાય છે,
વહેતા સંગાતે નહીં વહીએ રે. નીકર.
મોટા પુરૂષનો મેળો મળે ત્યાં તો,
મહા પદ કેરો મર્મ લહીએ રે. નીકર.
કદી કઠણુ કોઈ વચન કહે તે તો,
સહેતાં આવ્યાં ને સહીએ રે. નીકર.

કહે ખેમદાસ એ છે વેદની વાણી
લખીને રાખજો તે હઇએ રે. નોકર.

---

## કેવળરામ

### પદ.

આણી રે વેળાએ તમે સહુ શીદ આવ્યા, શું છે તમારે કામ રે,
ધામ તજી તમે આવીયાંરે, એવું શું રે દીઠું વન માંહ્ય રે.
સહુરે મળી શીદ આવ્યાં.

પતિવ્રતા ધર્મ પાળીએ રે, રહી પોતાને ધામ રે,
અલગું મન ના દોડાવીયે, મન ઠરાવી રાખીએ ઠામ.
સહુરે મળી શીદ આવ્યાં.

આ દિલથી અધિક કરો રે, દિલની વાતે ચાહો રે.
કેવળના સ્વામી એમ કહે, તમે અબળા અહીંયાંથી જાઓ.
સહુરે મળી શીદ આવ્યાં.

---

## લીલાદાસ

### પદ.

નીજામા[1] નાવ લાવ રે, નીજામા નાવ લાવ રે,
નાવ લાવે તો પાર ઉતરીએ રે અમે કારજ તારાં કરીએરે.
નીજામા.

નીજામો કહે શું થાશે રે, મારૂં નાવ ગગન ઉડી જાશે રે,
ત્યારે છોકરડાં શું ખાશે. નીજામા.

---

૧ પનાઇ હાંકનારો માછી.

નીજામો કહે વાત વીચારી રે, મારા નગરની થઇ તું નારી રે,
નીજામા.
નીજામાને મોટી આશ રે, ગુણ ગાય લીલાદાસ રે.
નીજામા.

---

## ન્હાનો ભક્ત.

### પદ: સામેરી.

જહાજને બનાવ્યું રે વ્હાલે મારે જળ થકી રે,
હાં રે એનો કરનારો કર્તાર,
પાટીયાંને જોડયાં રે, જુદી જુદી જાતનાં રે.
હવે એને અન્ન જળનો રે આધાર. જહાજ.
મનસા તે નારી રે, માંહી હીંડે મલપતી રે,
હવે એને નવરાઇ નહીં રે લગાર;
ભાર તો મેહેલ્યો રે, ભવના ભવ તણો રે.
મેહેલ્યું ભવ સાગર મોઝાર, જહાજ.
નગર તે ભાગ્યું, રે માંહ્ય પડયું ઉલકું રે.
હાં રે એનો રાજા રીસાઇ જાય.
ઓસડીયાં તે કીધાંરે, અંગે લાગ્યાં નહીં રે,
હવે એનો કરવો કોણ ઉપાય. જહાજ.
તેડું તે આવ્યું રે, હવે તો હજૂરનું રે,
વ્હાલા મારા ક્ષણ્ નાં રહેવાય.
દાસ ન્હાનો કરી રે સાંભળો પ્રભુ વિનતી રે,
વ્હાલા મારા અવગુણનો નહીં પાર. જહાજ.

---

## કેલૈયો.

### પદ.

માલ જોઇ ને રે ગુમાન, ના કર કાચી કાયાનું અભિમાન,
ઘેર ઘોડા ને ઘેર હાથીઓ રે, એનેરી પલાણ.
છત્રપતિ જેવા ચાલ્યા ગયા, જેવું પીપળીયાનું પાન. ના કર.
સાવ સોના ની પેટી ઘડાવું, ઉપર જડાવું ચાપ,
સાત પાંચ અંદુકીયા ખડા રખાવું,તો ઝપ મારે જમડાય. ના કર.
ખરે બપોરે દીપક જળે ને, જમડે દીધી દોટ,
સાત પાંચ અંદુકીયા ખડા હુવા,ત્યારે જીવની થઇ લુંટા લુંટ. ના કર.
શેઠ સઘળા લાંચ ભરે છે, જમડા જ લાંચ જ ખાય.
જમડા જ્યારે લાંચ જ ખાશે તો,મડદાં મશાણે ન જળાય. ના કર.
ઉગે તે દિન આથમે રે, ફૂલ્યો તે કરમાય.
ચણ્યાં દેવળ ગીર પડે એ તો, છાયા ધરે તે મરી જાય. ના કર.
સાધુની કરીએ ચાકરી રે,ઉપર દીજીએ દાન.
ભણે રે કેલૈયો એટલું જાણું,તારૂં ધર્મે થશે નિર્વાણ. ના કર.

---

## રામદાસ.

### પદ. રાગ સામેરી

જાગીને તુ જોની રે અભિમાની જીવડા રે,
શું રે સુતો થઇ ગયો પ્રભાત. જાગીને
પર નીંદા રે અતિ શ્રવણે સુણી રે,
નવ કીધો સાધુ કેરો સંગ.
પર નારી નિર્ખી રે, ઘણી તેં તો પ્રીતસું રે,

હવે તારી ઇંદ્રિય થઇ છે ભંગ. જાગીને.
સગાંને કુટુંબી રે, કોઇ તારૂં નથી રે,
નથી તારી નારી સુત પરીવાર;
શાને તું તો માને રે, મારૂં મારૂં કરી રે.
જોને તું તો મનમાં કરી વિચાર, જાગીને.
પેટને કાજે રે પ્રપંચ કીધા ઘણા રે.
પણ તોએ લેવો પડે શિર ભાર;
દુઃખ ઘણું દીધું રે, કોડી એક કારણે રે,
હવે ખાશો મોટા મુગદરના માર. જાગીને.
વિષયમાં વહવાયો રે, ઉમ્મર ઓછી કરી રે,
હવે તારો ઊડી ગયો, સહુ સાથ.
રામદાસ પ્રભુને રે, ભજો હજી પ્રીતસું રે,
હજુ લગી દોરી છે તુજ હાથ. જાગીને.

---

# નીરાંત ભક્ત.

## પદ.

ધન્ય ધન્ય જીવ્યું રે તેનું જાણવું, જેણે ગોવિંદના ગુણ ગાયા.
સેવા સ્મર્ણ તેનું સહુ કરે, પરમેશ્વરની પેરે પૂજાય. ધન્ય ધન્ય.
દેહ જવાનો રે જૂઠો જાણવો, મોહ માયામાં નવ બંધાયા;
જીવન મુક્ત તેને જાણવા; આપે આપ ઉલટમાં સમાયા. ધન્ય ધન્ય
ફેરા ફરી આવ્યા વારે વારે,, મનુષ્યા દેહનો મહિમા મોટો.
સુર નર સરખા એને ચહાય છે,સ્વપ્નાવત સંસાર છે ખોટો. ધન્ય.
જન્મ મર્ણનું જોખમ છે જીવને, લક્ષ ચોરાશી ફેરા રે ફરવા:

ઉંચા નીચી યોની આવીયો, મહા દુઃખ જાણી હરિવર વરવા. ધ.
વારે વારે વંદું સત ગુરૂ દેવને, અંતર જામીને ઓળખાવ્યા;
વ્હાલો મનથી ક્ષણું નવ વિસરે,ભાવે ભૂધરજી મન ભાવ્યા. ધન્ય.
મન કર્મ વચને માગો તે મળે, સંત સમાગમ કરતાં કરતાં;
નીરાંત નિર્ખો હરિ નામને, નિર્ભે થશો નામ સમરતાં. ધન્ય.

પદ.

મહિમા મોટા રે હરિના નામનો,
વાણીએ વર્ણ્યામાં ના આવે;
સુર નર સરખા કોઇ નવ કહી શકે,
નેતિ નેતિ નિગમ ગાવે. મહિમા.
સાધન કરવું કંઈ નવ સંભવે,
જપ તપ કરણીથી છે ન્યારો;
યોગ સમાધીએ કોઇ જાણે નહીં,
એહેવું અગમનું અંધારૂં, મહિમા.
મર્મ ના જાણે એવું જાણવું,
સતગુરૂ મળતાં સુલભ થાશે;
બીજું કરવાનું કાંઇ ના મળે,
એવું અંતરમાંહી ઓળખાશે. મહિમા.
અધમ ઉદ્ધારણ એવું નામ છે,
ભવ તરવાનું નાવ કહીએ.
આરો બીજો એકુ ના મળે;
વિસારશો ના હરિવર હેતે. મહિમા.
નર ને નારી જે કોઇ સાંભળે,

આવ્યો અવસર દુર્લભ દાવે;
નીરાંત નિર્ખો હરિના નામને,
હદ થઇ છે તો હાવે. મહિમા.

### પદ રાગ સામેરી.

હરિજનને નીંદે રે, ત્યાં રહીએ નહીં રે,
મુખ તેનું શ્વાન સમોવડ જેહ;
નિંદક નારી રે, જેવી જોની કુતરી રે,
અસવું જ્યાં લગી કુશળ દેહ. હરિ.
કાગ શું જાણે રે, કપૂરના સ્વાદને રે,
જેને ભુંડી જણુસના ભોગ.
એ મૂર્ખ શું જાણે રે, મહિમા હરિતણો રે,
જેના મુખમાં લવ વાણીનો રોગ. હરિ.
સૂરજ ઉગ્યો રે, ઘુવડને ગમે નહીં રે,
જેને અંધારૂં આઠે પહોર
એ પામર શું જાણે રે, મહિમા ગુરૂ તણો રે,
જેને હૃદયે નહિ દયા નઠોર.
શિવને વિરંચી રે, જેના જશ વર્ણવેરે.
તત્વ ત્રણુ લોકમાં વિચાર,
નિરાંતના સ્વામી રે, સમર્થ શ્રી હરિ રે.
વાલો મારો ઉતારે ભવ પાર હરિ.

### પદ. રાગ સામેરી.

સામેરી સુહાગી રે, સુખી સતગુરૂ મળ્યા રે.
મળતામાં મનમાં ઉપજે હેત,

કરૂણાને કીધી રે, કહું છું કાનમાં રે,
કળા પછી પ્રીછવીએ સહુ પેર. સામેરી.
પ્રેમ રસ પાયો રે, તૃષ્ણા ગઇ ટળી રે,
આશા અન્ય દેવની ગઇ,
આપે ઓળખાવ્યું રે, ભૂલ ભાગી ગઇ રે,
સુખ ઉપજાવ્યું સમજણ માંહી. સામેરી.
તેણને સમે રે, મન મારૂં સ્થિર થયું રે,
આવર્ણ ઉડી ગયું આકાશ.
નિરાલંબ નિર્ખ્યું રે, નામ નારાયણ તણું રે;
પળમાં કીધો પોતાનો દાસ. સામેરી.
આશીર્વાદ દીધો રે, દીનને દયા કરી રે;
મસ્તક ઉપર મૂક્યો હાથ,
નિરાકાર નિર્ખ્યો રે, આવ્યો આનંદનો રે;
દ્રશ્યોમાંહી વિશ્વ વિશ્વનો નાથ. સોમેર.
મન વાંચ્છિત રે, ફળ મુજને મળ્યું રે;
કરવો કાંઇ ન રહ્યો ઉપાય.
પારસને પાયો રે, પ્રભુના નામનો રે;
નીરાંત નામે નિર્ભય થાય. સોમેરી.

## પદ. રાગ સામેરી.

સંતની સંગત રે, મર્ણે ન મૂકીએ રે,
મૂકીએ તો ચાર દિવસનો લ્હાવ.
માટે મન રાખો રે, સદા નીહાળતું રે.
વિલમ ન કરશો આવ્યો દાવ. સંતની.

દીનતા ગ્રહીને રે, સેવા દાખીએ રે,
નિત્ય નિત્ય કરીએ નવલા નેહ,
સેવા ને સાચી રે, સતગુરૂ દેવની રે,
નૌતમ સમજી લેવી તેહ. સંતની
મન ઠરી ઠામે રે; તવ તારૂં થશે રે,
ટળશે દુર્મતિનો ડાઘ.
ખરા ખોટાનું રે, થાશે તુંને પારખું રે,
મળશે માંહે સત્ય જ્ઞાનનો ભાગ. સંતની.
જન્મો જન્મના રે, જશે તારા મોરચા રે,
ઉજવળ થાશે તારૂં રૂપ,
કર્મની કરણી રે, ફરી તો લાગે નહીં રે,
સેવ્યા માટે સાચા સંત સ્વરૂપ. સંતની.
સંત સ્વરૂપી રે, ભવમાં નાવ છે રે,
વીરલા કોઇ એક બેઠા જાય,
જે જન બેઠા રે, તે જન ભવ તર્યા રે,
નીરાંત બીજા ગોથાં ખાય. સંતની.

## પદ રાગ સામેરી

સખી મુને વ્હાલો રે, સુંદર સ્યામળો રે,
શી કહું વ્હાલપણાની વાત.
વિવેક ને સ્વરૂપી રે, વિસરતા નથી રે,
પળ પળ ઘડી ઘડી દિન રાત. સખી.
શ્વાસને ઉચ્છવાસે રે, સખી મુને સાંભરે રે.
ભૂધર ઉપર ઘણો રે ભાવ,

ગોવિંદ ને વિના રે, કંઈ ગમતું નથી રે,
લઈએ એના લલીતપણાનો લ્હાવ. સખી.
મનડું રહ્યું છે રે, સખી એને મોહીને રે,
ચંચળ ચિત્તડું ચાલે નહીં,
આંખલડી તો રહે છે રે, એના ઉપરે રે,
તે તો વ્હાલો હૃદય કમળ માંહી. સખી.
પ્રભુજી પધારો રે, મંદિર માહરે રે;
તે તો વ્હાલો વસીને રહ્યો છે વાસ,
નીરાંતના સ્વામી રે, સમરથ શ્રી હરિ રે,
પૂરો મારા મનડા કેરી આશ. સખી.

---

## રામકૃષ્ણ.

### પદ.

એક રે દિવસ એવો આવશે, મને સબળો રે સાલે;
મિત્ર મળ્યા બહુ પ્રકારના, તેનું કાંઈએ ન ચાલે. એક રે.
સાવ સોનાનાં ઝુંપડાં, ભાત ભાતના વાઘા;
અંતકાળે લેશે ઉતારીને, બીજા શોધવા લાગ્યા. એક રે.
ઉંચી રે મેડી મંદિર માળીયાં, સોડ તાણીને સુતો;
કાઢો કાઢો એને સહુ કહે, જાણે જન્મ્યો જ નોતો[૧] એક રે.
સગાં રે સગાં તમે શું કરો, સગાં શેનાં રે ભાઈ;
આગળથી અલગાં રે'શે, સ્વાર્થની રે સગાઈ. એક રે.
કાકા કુટુમ્બ પરિવાર મળ્યું, વળાવીને વળશે;
ભલાં રે જંગલ કેરાં લાકડાં, કાયા ભેગાં રે બળશે. એક રે.

કોકીલા સ્વરની કામિની, બેઠી ટગટગ જુએ;
કંઇએ ન દીઠું તેણીએ, ઉભી ધ્રુશકે રૂએ. એક રે.
કેનાં છોરૂ કેનાં વાછરૂં, કેનાં માય ને બાપ;
જવું છે જીવને એકલું, સાથે પુણ્ય ને પાપ. એક રે.
નથી ત્રાપા નથી તુંબડાં, નથી તરવાનો આરો;
રામકૃષ્ણ જન રંકને, ભવ પાર ઉતારો.
એક રે દિવસ એવો આવશે, મને સબળો રે સાલે.

પદ.

તારાં મુખડાં ઉપર બલીહારી રે,
સુંદર શામળીયા;
હું તો જાઉં છું બલીહારી રે,
નંદજીના નોંધડીયા. ટેક.
મંદિર મારે આવો મોહનજી,
પાસે છે આ પેલું;
સ્નેહ તણી રે સુખડી તારા,
મુખડા આગળ મેલું રે. સુંદર.
તે દહાડાના મારગ મળીયા,
ને મુખડા સ્હામું જોયું;
કામ કાજ મુંને કાંઇ ના સુઝે,
પુરૂં મનડું મારૂં મોહ્યું રે. સુંદર.
તે દહાડા સંભારો મારા વ્હાલા,
જે વૃંદાવનમાં રમતાં:
મીટે રે મીટ મળીને રે હસતાં,

---

૧. ન હતોનું ટુંકું અશુદ્ધ રૂપ.

મારે અંગે તે અમૃત ઢળતાં રે. સુંદર.
શું કરીયે જે અબળા અવતરીયા,
(વ્હાલા) મારાં ઓછાં તપ છે અંગે;
નહીં તો રે સખા થઇને રે નીશદિન,
ફરતાં હરિની સંગે રે. સુંદર.
જીભલડીએ હું નીશદિન ગાઉં,
જેવી લીલા પ્રભુએ કીધી;
રામકૃષ્ણ પ્રભુ મારે વ્હાલે,
વેચાતી મુને લીધી રે. સુંદર.

પદ.

ઝળકે કુંડળ કાન વિઠ્ઠલ વાંસલી વજાડે;
મોર મુકુટ માથે લેઇ, ગૌ ચારી ઘેર આવે.
સાંજ સમે વ્રજનો વહાલો, સાંજ.
સહુકોને મન ભાવે. ઝળકે.
પ્રીત વચનનો છે પ્રભાવ, એમાં ગરકાવે;
ધમધમે ઘુઘરી ઠમકે ચાલે, છંદ કરતો આવે. ઝળકે.
હરિ ભાવ તિલક છુટી લટ, મોર જ ગાલે;
રામકૃષ્ણ પ્રભુ આવતો દેખી, દેવતા વધાવે. દેવતા.
ઝળકે કુંડળ કાન વિઠ્ઠલ વાંસલી વજાડે.

પદ.

શામળિયા સાથે રે રમીએ, શામળીયા સાથે;
જ્યાં જ્યાં રે ભીડ પડી આપણને, ઉગાર્યાં નાથે રે.
રમીએ.

ધારે તમે આવોની રઢીઆળી રમીએ, વૃંદાવનમાંહે.
આ અવસર રૂડો છે રસિયા, કોડ ઘણા થાય રે, રમીએ.
જુવતી જુથ વચ્ચે વનમાળી, વ્હાલા મારા ત્રીકમ દે તાલી,
સઘળી સખીઓ લે ભામણાં રે, મુખ નિહાળી નિહાળી રે.
રમીએ.

એવાં નેણુ સલૂણાં નાવલીયાનાં, લટકે હું મોહી
ચૌદ ભુવનમાં રે તુજ સમોવડ, ન દીઠો મેં કોઇ રે. રમીએ.
પૂર્વે પુણ્ય કરીને પામ્યાં, વ્હાલા મારા સમર્થ ત્રિકમનું પાસુ,
રામકૃષ્ણ પ્રભુ સર્વસ્વ સોંપી, એના દાસડલા થાશું રે. રમીએ

પદ.

પરોળી કેના રે પે'રી લાવ્યા,
આજ તો રે અતિ અલબેલા ભાવ્યા;
સાથે સુંદરીને શેં નહીં લાવ્યા! પરોળી.
તમારે તે રે કેવી છે વહાલી,
બાહુડલી રે કેની કંઠમાં ઘાલી;
આવો હરિ હાથ દીજીએ તાલી. પરોળી.
અધર રસ પીતાં કેવું લાગ્યું,
સખીઓ રે કહેશે તો આગુ;
આવો હરિ જોવા માન જ માગું. પરોળી
ચળકતા રે ચોળી કેરા ટાંકા,
ચુડીના રે અંગે પડયા છે આંકા;
પ્રભુ તમો દીઠો છો અતિ વાંકા. પરોળી.
ચળકતા રે ટોડર તમ ભણી ઘસીયો,

હું તો ત્યાં રામકૃષ્ણ પ્રભુ રસિયો;
વ્હાલો મારો મુજ સ્હામું જોઇ હસીયો. પટોળી.

પદ.

પટોળી રે પેહેરી છે મેં માગી,
રૂડી રે દેખીને રઢ લાગી;
સખી એમ આલે નહીં કો માગી. પટોળ..
અધર રસ પીધો હોય તે જાણે,
કાલાને કોણ માણસમાં આણે;
એવાં સુખ તમ વિના કોણ વખાણે. પટોળી.
મારૂં મન તમને મળવા ધાયું,
કેવડીયાને કાંટે તન સોરાયું;
તો એ તે ચિત્ત ચુડીનું સાધ્યું. પટોળી.
છમકલુ રે કરતાં ચીર વછુટયો,
સન્મુખ જોતાં હાર જ ત્રુટયો;
હું તો ત્યાં રામકૃષ્ણ પ્રભુ જુઠો. પટોળી.

પદ.

પાવન ઘર કીધાં રે,
પધારો હરિ પાવન ઘર કીધાં;
આજ અનુપમ મંદિર શણગાર્યાં,
હળવેસું દીધાં રે. પધારો.
દૂધડે ઉમર ધોઉં ધસમસતી,
તોડલે તોરણ બંધાવું;
પ્રાણનાથ પ્રાહુણા ઘેર મારે,

સાચો સ્નેહ જણાવું રે. પધારો.
ભાગ્ય જુઓ આહીરડાં કેરૂં,
હું તો ઉભી ઉભી હેરૂં;
તેહ પ્રભુ મારે મંદિરે પધાર્યા,
દેવતણું દહેરૂં રે. પધારો.
અધમ ઉદ્ધારણ, ગુણીકા તારણ,
કૃષ્ણ વર્ણ કૃપાળી,
રામકૃષ્ણ પ્રભુ દર્શન દુર્લભ,
(આળસુને) ઘેર ગંગા આવી ચાલી. પધારો.

પદ.

કોડીલા કાહાનજી કાળા; રંગીલા વાંસલી વાળા;
પાંચ પટાનો ઘાઘરો રે, હીંડતી માંડામાંડ;
લટકે બેઉં બેડલું રે, (૨)
મુને કહાન જોવાના કોડ. કોડીલા.
ચોળી તે ચંપા વર્ણની રે, મારે પેહેરણ દક્ષિણી ચીર,
અવર પુરૂષની આખડી રે, (૨)
મને વ્હાલા લાગે સ્યામ શરીર. કોડીલા,
ચુડલો પહેરૂં રૂડલો રે, મુને રૂડઓ* ખુચે કાન,
નિત્ય ગુંથાવું જુડલો રે, હું નિત્ય ગુંથાવું, જુડલો રે.
મુને શામળો કરે સાન. કોડીલા.
આભણ પહેરૂં ઓપતાં રે, કુંકુમ કાજલ સાર,
રામ કૃષ્ણ પ્રભુ પાતળા રે, રામકૃષ્ણ. પ્રભુ. પાતળા રે.

---

* શબ્દનો અર્થ સમજાતો નથી.

મારી આંખડીનો આધાર, કોડીલા.

પદ.

ઝુલે ઝુલે રે કાનજી જમુનાને તીર.
સંગે શ્રી શુભ રંગ શરીર  ઝુલે.
બાંધ્યો રે હીંદોળો કદમની રે ડાળ,
હીરા માણેક જડીત પ્રવાલ;
ઝુલે સ્યામ મદન ગોપાળ.  ઝુલે.
નીલ પીત પટ સોહે અંગ;
ગૌવર સ્યામ શુભ શુભ્ર અંગ.
રૂપ છબીલા ઉડે તુરંગ.  ઝુલે.
સુર નર મુનિ કરે જય જયકાર.
કુસુમની વૃષ્ટિ ગગને થાય;
રામકૃષ્ણ પ્રભુ નાચે ને ગાય.  ઝુલે.

---

## વિષ્ણુંદાસ.

### કુંજ મંડળીનું કીર્તન.

પદ.

હાંરે સખી ઝંમકે તે ઝંઝર ઝુમતાં,
હાંરે તાંહાં ઝંમકુ ઝુમણુંક ને ઝાલ રે.
હાંરે સખી ખલકે તે કાંકણુ કંકણી,
હાંરે ફીર મુક્તા ફળના હાર રે.  હાંરે સખી.
હાંરે જમુનાનું તીર રળીઆમણું રે,
હીંડોળો તે લેહેરે જાય રે;

હાંરે સુખ મુખપેં શ્રી સુંદરી,
તાહાં ત્રિવિધિ ઢોળે વાય રે. હારે સખી.
હાંરે નવ જોબન નવ નાગરી,
હારે તાંહાં નવલ નાહોલીઆસું નેહ રે:
હાંરે લઘુ લાઘવી કરે ચાલવે.
હારે તેનું રૂપ વર્ણવ્યું ન જાય રે. હારે સખી.
હારે સખી ગિરિધર ધાલે ઘુમણી,
તહીં લલીતાજી મંગળ ગાય રે;
હારે સખી કેસર ચંદન કરે છાંટણાં,
તાંહાં અબીલ ગુલાલ સુવાસ રે. હારે સખી.
હારે સખી પુષ્પ વૃષ્ટિ કરે દેવતા,
ગુણ ગાય તે વિષ્ણુદાસ રે. હાંરે સખી.

---

પદ.

રામ નગરમેં રહેના, સંતો ભાઇ રામ નગરમેં રહેના જી.
આરે નગરમેં કાયા હવેલી, વચમાં પવનકા પાયા,
નાભી કમળથી લગાયા. × × × સંતો.
કાયા હવેલીને દશ હે બારી ને, કાચે તે કોલે ચણાઇ જી.
અકાશી ભમરો શિર પર બેઠો તો,નાભી કમળસે લગાયા રે આ સંતો
એરે ભમરો બોલત હે પ્યારો ને, મેડીની શોભા સારીજી,
એરે ભમરો જ્યારે ઉડી જાશે, તો મેડી દેખાશે નઠારી રે. સંતો
દાસ વિષ્ણુ તો યું કર બોલ્યા, ભજન કરી લેને ભમરાજી.
પ્રભુ ભજનની તું રાખને ચિંતા, તો જમડાના કે ફાંસી રે સંતો

## મુકુંદ.

### પદ.

હરિ હરિ ફરી ફરી ચીંતવું ચિત્ત ધરી,
કરૂં નિત્ય વિનતિ દીન વાણી.
નર હર નટવર કરૂણા કરી કર ગ્રહો
દીન વત્સલ મને દીન જાણી. હરિ હરિ.
આજ અનુગ્રહ કરો, અતિ હું અઘ ભર્યો,
દોષથી નવ ડર્યો દીન દાતા.
રંક છું રઘુપતિ અધમ હું મંદ મતિ,
કાંય લેહેતો નથી ગુણ ગાથા. હરિ હરિ.
ગજેંદ્ર ગ્રાહે ગ્રહ્યો, મૂકવા મુખ કહ્યો,
હા હરિ રોષ ધરીને ધાયા.
ધરા ધર ધસ મસ્યા દોષ દીર્ઘ ખસ્યા,
વેદના વામી બચાવી કાયા. હરિ હરિ.
ભક્તના ભૂપ છો સત્ય સ્વરૂપ છો,
અમલ અનુપ છો આત્મ દેવા.
રંકના રામ છો, દુર્ભગના દામ છો,
નિર્મળ નામ છો જપવા જેવા. હરિ હરિ.
ધરણી ધરનાર હો, કરણી કરતાર છો,
સારમાં સાર છો, સંત વંદે.
સંતને સહાય કે વેદને વાયકે,
મન કર્મ વચને ગાય મુકુંદે. હરિ હરિ.

પદ.

પ્રાતસમે પ્રાણનાથ સ્મરો નર નારી,
દુઃખકે હરણ દયાળ સુખ સિંધુ શ્રી ગોપાળ.
અશર્ણ શર્ણ લાલ, અહલ્યા ઉદ્ધારી. પ્રાતઃ
અનાથકે નાથ હરિ, સ્મરો પળ ઘરીઘરી.
સુદામાને સહાય કરી, સકળ સુખકારી, પ્રાત.
ગજેંદ્રકી હરી પીર, પંચાળીકે પુરે ચીર
વ્રજમાં રાખી આહીર, ગિરિ ધર્યો ગિરિધારી, પ્રાત.
મુકુંદ રંક બેલી રામ, દુર્બળકો દીધ દામ,
વૈષ્ણવ જનકો વિરામ, મુક્તિકો મોરારી. પ્રાત.

પદ.

શ્રી ગુરૂને પાએ લાગું વહેલો વહેલો શ્રી ગુરૂને.
કરો કૃપા કૃષ્ણ સેવા કરીએ,બીજું કાંઇએ ના માગું. વહેલો ટેક.
એ ઉપદેશ સદા સુખકારી, જો મન નિર્મળ થાય,
ત્રિવિધિ તાપ માયા મોહ મમતા, વિકાર સઘળા જાય. વહેલો.
વેદ પુરાણ ભાગવત બોલે, જેને હોય ગુરૂનો વિશ્વાસ,
શ્રી ગુરૂ નારાયણ તેને રે મળશે, વિનવે વિષ્ણુદાસ. વહેલો.

---

## અખઇદાસ

### તુંબડી ને નાગરવેલનો વિવાદ.

પદ.

કઠામે વવડાવું રે નાગર વેલડી રે,
કે મારા ઘર પછવાડે તુંબડી.
મહેની વેણુલાંના મારેશ તરૂવર વેલડી, હો જી.
મારાં તુંબડાં વાદ પડે પરવડે કાંઇ
કાંઇ પુત્રનો પરીવાર ઘણો.

બહેની તારે તે કર્મે નથી એક દીકરી. હો જી.
મારાં બીડાં રે રાજા કરે પ્રજા કરે,
હો બહેની તારાં તે તુંબડાં ઉકેડે રડવડે રે. હો જી.
મારાં તુંબડાં દેશ ફરે પરદેશ ફરે,
કાંઇ ખુડતા નગને તારે હો જી.
અરે બહેની તારાં તે બીડાં ઉકેડે રડવડે હો જી.
ભૂતનાથ ચર્ણે ભણે અખઇયો,
બહેની કોણ હાર્યું કોણ જીત્યું રે હો જી.
બહેની હારી રે નાગર વેલ જીતી તુંબડી હો જી.

---

## પદ.

હરિ રે અમો ગયાંતાં રામ સભામાં,
પોસલડીએ રસ પીધો રે લાલ. અમો ગયાંતા.
પીતાં રે પીતાં હું પૂર્ણ ધરાણી,
મારા ગુરૂજીએ પ્યાલો દીધો રે અમો ગયાંતા
અમો જાતાં શુ રે જઇ ભરાણાં,
વળતાં તો નહીં વળાયાં રે. અમે ગયાંતા.
શૂના મંદિરીયામાં શ્વાન જઇ પેઠું,
એને મન ભાવે તે ખાધું રે. અમે ગયાંતા.
હરિ રે રામ સભામાં જે કોઇ આવે,
કરે તીર્થ ઘર બાળી રે. અમે ગયાંતા.
ભૂતનાથ ચર્ણે ભણે અખૈયો,
મારા પ્રભુજીની ભક્તિ સારી રે, અમે ગયાંતા.

---

## દલપતદાસ

### ગણપતિનો ગરબો.

રમતાં સુખ પામીએ, સહાય કરે સુંઢાળો રે,

વિઘ્ન દુઃખ વાગીએ, એહેવો દેવ દુંદાળો રે.
પેહેરણ એને કાછની, માથે સુંદર ખુંપ રે,
સીંદુર એહેને શોભીતું, એ છે આનંદ રૂપ રે.
ચાર ભુજાનો દેવતા, એ છે ગવરી નંદન ગજદંત રે,
સુરપતિ સેવા કરે. સહુ, મહિમા છે અનંત રે.
કેડે સોહે કટી મેખલા, ઘુઘરી બેહુ ચર્ણે રે,
બાંહે બાજુબંધ બેરખા, કુંડળ લલકે કર્ણે રે.
યજ્ઞોપવીત છે સર્પનું, સેવંત્રાંનો આહાર રે,
ઉંદર એહેને બેસવા, મોદકનો છે આહાર રે.
ડાબા કરમાં કમળ ફુલ, જમણા હાથમાં ફરસી રે,
બે એ કરમાં બેરખા, રહ્યા છે અમી વરસી રે.
એહેવું જાણીને સ્મરજો, શંભુજી જેના તાત રે,
મન વાંચ્છિત ફળ પામીએ, ઉમિયાજી જેનાં માત રે.
સિદ્ધી બુદ્ધિ બે નારીઓ, સ્વામીકાર્તિક ભાઇ રે,
રિદ્ધિ સિદ્ધી બે કુંવરીઓ, ક્ષેમ કુશળ જમાઇ રે.
લક્ષ લાભ બે દીકરા, એહેવું છે ઘર સૂત્ર રે,
એહેવું જાણીને સ્મરજો, એ પાર્વતીના પુત્ર રે.
નામ લેતાં સુખ પામીએ, એ શિવજીનું વરદાન રે,
નિત્ય ઉઠી શિર નામીએ, તો પામીએ ધન ને તંન રે.
સાંભળજો સહુ માનવી, તમો એટલું કહ્યું કરજો રે,
ગરબો આ ગણેશનો, તમે આગળથી ઉચરજો રે.
સંવત સત્તર છાશીયો, ઉત્તમ અશ્વન માસ રે,
નવરાત્રિની પંચમીએ, ગુણ ગાય છે દલપતદાસ રે.

## કવિ નામ વિનનાની કવિતા.

### પદ.

આજ સખી આંગણીએ મારે, અલબેલોજી આવ્યા રે,

થાળ ભરી મોતીડે મેં તો, વ્હાલાને વધાવ્યા રે. આજ.
પાય પખાળી પાતળીયાના, મેં ચર્ણામૃત લીધાં રે,
મારી પાસેની સહુ સખીઓને, મેં ચર્ણામૃત દીધાં રે. આજ.
મારા સંગની સર્વે હરખી, નયણે નીર્ખ્યા નાથ રે,
વારે વારે જાય બલાહારી, સહુ સખીઓનો સાથ રે. આજ.
પુષ્પતણા મેં હાર આરોપ્યા, જીવણજીને જોઇ રે,
જીવણજીને જોતાં મારૂં, મનડું રહ્યું છે મોહી રે. આજ.
તે દાડાનું સુખડું હરિનું, કેહેતાં ના કેહેવાય રે,
સખી હલેતા હરિના જન તે, હેતે હરિ ગુણ ગાય રે. આજ.

## પદ.

આવો અધર રસ પાઉં રે
નાથ આવો અધર રસ પાઉં. ટેક.

જોબન આંબો થયો પરિપલ્લવ, તે ફળ રે વખાણું;
સોક તણો રસ માણીશે રે સુરલાં, તો તને રસીયો જાણું રે. નાથ.
મોહનજી તારા સંગ થકી હમે, લોક કુટુંબથી તજીયાં;
તન મન ધન હરિને સોપ્યા; હમે વલ્લભ પીયુને ભજીયા. નાથ.

## ઉદ્ધવજીના બાર માસ.

કહોને સખી કાર્તક કેમ જાશેરે,
વનમાં મોરલી કોણ વાસે રે,
દધીનો દાણી કોણ થાશે.
ઉદ્ધવ કહેજો હરિ આવે રે,

માગશરે મારગડે રમતા રે.
ભેગાં બેસી ભોજનીયાં જમતાં રે,
હવે હરિ શે રે નથી ગમતાં. ઉદ્ધવ.

પોસે સૌ કોઇ સુકાયાં રે,
વ્હાલોજી મારો મેલી ગયા માયા રે.

આંખડીએ આંસુની ધારા. ઉદ્ધવ.
મહા એ મન તલસે મારૂં રે,
કંથ વિના કાજલ કેમ સારૂં રે.
જોબનીઉ જાય છે વહી મારૂં ઉદ્ધવ.
ફાગણુ ફેર ધરે હોળો રે,
આછાં ચીર ચણીયાને ચોળી રે.
કેસરીયાં બહુ છાંટયાં ઘોળી. ઉદ્ધવ.
ચૈતર ચિત્ત કરે ચાળા રે,
મોહન મોરલી વાળા રે.
દર્શન દો ઠાકોર વાળા. ઉદ્ધવ.
વૈશાખે વાયા વાવલીઆ રે,
ઘેર પધારો મારા નાવલીયા રે.
દૂધડે પખાળું તારા પાવલીઆ, ઉદ્ધવ.
જેઠે જગજીવન આવે રે,
કોઇ કેહે કેશવજી આવે રે,
વ્હાલાની વધામણા લાવે. ઉદ્ધવ.
આષાડે અબળા રત ઝાંખી રે,
વ્હાલા મારે ભરજોબન રાખી રે.
વિચારો વાત થશે વાંકી. ઉદ્ધવ.
શ્રાવણુ સરવડીએ વરસે રે,
નદીએ નીર ઘણાં ભરશે રે,
વ્હાલો મારો કેમ કરી ઉતરશે. ઉદ્ધવ.
ભાદરવો ભલી પેરે ગાજ્યો રે,
નારીના દિલડામાં દાઝયો રે,
લજાવ્યો મોહન નવ લાજ્યો. ઉદ્ધવ.

આસો માસે દિવાળી રે,
સેવ વર્ણું કે સુંવાળી રે.
વ્હાલા વિના આ શી દિવાળી. ઉદ્ધવ.

સોરઠો.

લાખા લંજે લાવ, આજુની એક ઘડી.
પ્રભાતે જાશે ( મારા ) પ્રાણ, ભુંડા પંપ્રાલીઉ પેટ પડી.

દોહરા.

સોના વર્ણી ચેહ બળે, રૂપા વર્ણો ધુમાસ.
જે ઘેર લાખો[1] માણતા, તે ઘેર માણસ મુવાં.
શ્યામળી તજમાં સોરમ ઘણો, આંજણાં થોડેરાં આંજ
રહેવું એક જ બારણે, ભુંડી ભવનાં મેણાં ભાગ.
પાટણ દીવો પ્રકટીયો, મેસ પડી મેવાડ;
આંજનારી આબુ ગઢ વસે, તેનો નાવલીઓ વસે ગુજરાત[2]
ખાજલીઆરો[3] ખાટલો, ભમરીઆળી ભાત.
(બળજો) બળજો નબળા પિયુની સેજડી, રોતે જાએ રાત
વેગે આવી આ પડી, લેજે ફુલેરા ભોગ.
શેરો મેળે છળકતા, દાઝે બળતા લોક.

ગુરૂ શિષ્ય સંવાદ.

શિષ્યનું નામ—આશંકા
ગુરૂનું નામ—પ્રતિ ઉત્તર.
શિષ્ય કહે છે—હે ગુરૂ.

---

૧. લાખો રાણો ૨. ગુજરાતના રાજા ભીમ અને આબુના રાજા જેતસી પરમારની પ્રચ્છન્ન કુમારી વિષે આ કવિતા હશે ? ૩. ખાટલો ભરવાની એક જાત ખાજાં ભાતરી.

૭૬.

કતાકો રૂપ કોન, ઉડકો સ્વરૂપ કોન,
ઇંડમાંહી બસે કોન; ઇંડ પાર કોન હે; ?
નાદ બુંદ યોગ કોન, જીવ ઇશ્વર ભોગ કોન,
ભૂમિ અવતાર કોન, નિરાકાર કોનહે ?
પાપ પુણ્ય કરે કોન, આવાગમન કરે કોન,
પિંડ ને બ્રહ્માંડ કોન, વેદ વાક્ય કોન હે ?
પિંડ ને પ્રમાણ કોન, જરા મર્ણ કાળ કોન,
ૐમ્ તે ઓંમકાર કોન, ને ચિદાભાસ કોન હે ?
વ્યાસા દ્રવ્યાસા કોન, પંચમ પ્રપંચ કોન,
મુક્તિકા દ્વાર કોન, ને સ્વર્ગ નર્ક કોન હે ?
ગુરૂ શિષ્ય બુદ્ધિ કોન સતગુરૂકા વેણુ કોન.
પ્યારે તનમાંહી કોન, કોહી કહો તે કોન હે ?

ગુરૂ કહે છે—હે પુત્ર

કર્તા હે અક્ષર બ્રહ્મ, ત્યાંથી ભયો સ્વપ્ન ઇંડ,
સુરતી વસે ઇંડમાંહી, ઇંડ પાર અનંત હે.
નાદ બુંદ યોગ સ્વપ્ન, જીવ ઇશ્વર ભોગ સ્વપ્ન,
ભૂમિ અવતાર સ્વપ્ન નિરાકાર સ્વપ્ન હે;
પાપ પુણ્ય કરે સ્વપ્ન, આવાગમન કરે સ્વપ્ન,
પિંડ ને બ્રહ્માંડ સ્વપ્ન, વેદ વાદ સ્વપ્ન હે.
પિંડ ને પ્રમાણુ સ્વપ્ન, જરા મર્ણ કામ સ્વપ્ન,
ૐ તે ૐકાર સ્વપ્ન, ચિદાભાસ સ્વપ્ન હે.
વ્યાસા દ્રવ્યાસ સ્વપ્ન, પંચમ પ્રપંચ સ્વપ્ન.
મુક્તિકા દ્વાર સ્વપ્ન, સ્વર્ગ નર્ક સ્વપ્ન હે.
ગુરૂ શિષ્ય બુદ્ધિ સ્વપ્ન, સતગુરૂ હે સ્વપ્ન પાર.

પ્યારે તન જાગૃત સ્વપ્ન, મિથ્યા સ્વપ્ન જગત હે.

## સામેરી રાગની

## સાખીઓ.

સામેરી શાં તું સાટવે, ઉભી માણેક ચોક
હું તુજ પૂછું સામેરી, તારે સુળી ભલી કે સોકય.
સુળી ભલી સોહામણી, ઝલકે પાડે છેહ
સોકય કેરે બોલડે, મારી ખાગું ખણું દાઝે દેહ.

## કેદારા રાગની સાખીઓ.

કેદારો જમ કીજીયે, મુખપર જપીએ રામ.
અવર રાગ સહુ દેવતા, કેદારો ભગવાન.
કેદારો કુંકુમ લવે, મોર લવે મલાર.
તું શું રૂએ ભુંડી પાપણી, તારે પુત્ર નહી પરિવાર
કેદારો અમ ઘેર પ્રાહુણલો, શું શું ભોજન દેઇશ,
સેવ સુંવાલી ને લાપસી, હુંતો આંબારસ ઘોળેશ.

## સોરઠ રાગની સાખીઓ.

સોરઠ સુડો ન સર્જીયો, ન ચડયો ગઢ ગિરનાર.
ના નાહ્યો ગંગા ગોમતી, તેનો એળે ગયો અવતાર
સોરઠી ઉભી મહેલમાં, તપસી ઉભા દ્વાર
ભીક્ષા દો રાણી સોરઠી, મારો સંગ રે ચાલ્યો કેદાર

## મારૂ રાગની સાખીઓ.

મારૂ જાજે દેશાવરે, લાવજે હળદર હીરા.
એક તે લાવજે સાવજડુ જેને માથે ચારે શીંગા
મારૂ દાદા મારા દાદલા, મારૂ દેશ ન દેઇશ.

હાથમાં ઘડો શીર ઉઢણી, રાજ પાણી ભરતાં મરીશ.
મારૂ મસ્તક બેહલાં, પગ દાઝે પંથ દૂર
એક ન આવ્યો પાપી મેહુલો, મારી નદીએ ન આવ્યાં પૂર
મારૂ નાહી ગંગા જશે, ઉભી કેશ સુકાય.
ચંદન કેરે રૂખડે, બાલો નાગ હેરંબા ખાય,

કલ્યાણ રાગની સાખીઓ.

ઘોડી વખત વહી ગઇ, ને અસ્ત જ પામ્યો ભાણ.
તે ઉપર ઘટીકા બે થઇ, ત્યારે પ્રકટયો રાગ કલ્યાણ.
કલ્યાણ રાગ સો મહા બળી, સબ રાગનકા માન
સિંગલ દ્વીપકી પદ્મની, સો જપતી રાગ કલ્યાણ.

પદ.

આવી છે કૃષ્ણ વધામણી, રંગ રાતી રે,
મળી રે ગોકુલ વ્રજનાર, સહુ ગુણ ગાતી રે.
હાર ચીર પેહેરી કરી, રંગ રાતી રે,
સોભે છે સોલે શણગાર, સહુ ગુણ ગાતી રે.
ચંદન ભરી કચોલડે, રંગ રાતી રે.
પૂજતી બાલ મુકુંદ, સહુ ગુણ ગાતી રે.
ઘેર ઘેર તોરણ બાંધીયાં, રંગ રાતી રે,
અવતર્યા ગોકુલ કહાન, સહુ ગુણ ગાતી રે.
ચંદન માટ ભરી ધર્યાં, રંગ રાતી રે.
શ્રી વલ્લભનો પરિવાર, સહુ ગુણ ગાતી રે.

સમાપ્ત.

